# નાગાનન્દ

કવિવર શ્રી હર્ષદેવ પ્રણીત
સંસ્કૃત પંચાંકી નાટક ઉપરથી
રચી પ્રસિદ્ધ કરનાર

રમણીકલાલ જયચંદભાઈ દલાલ



મૂલ્ય આઠ આના

# પ્રવેશક

## સંસ્કૃત નાટક "નાગાનન્દમ્"

**એનો સમય : એનો કર્તા :**
**અને એના ગુજરાતી તરજુમા.**

સ્વ. ભાઇ રાજારામ રામશંકર ભટ્ટનો નાગાનન્દનો તરજુમો પ્રકટ થયે છત્રીસ વર્ષ થઇ ગયાં છે. રાજુભાઇની ભાષા શિષ્ટ અને મીઠી છે અને એમના તરજુમાના કેટલાક ભાગ મનોહર તથા સ્વતંત્ર લખાણ જ હોય એવા પ્રવાહી છે. મ્હને પોતાને એમની રચના લખાઇ તે ઘડીથી આજ સુધી એવી ને એવી પ્રિય લાગ્યા જ કરે છે. થોડા દાખલા આપું છું—

પદ

દૈવે છલ બહુ કર્યો, ધિક્ક ધિક્ દૈવે છલ બહુ કર્યો (ટેક)
સર્પતણા રક્ષણથી મળતો ઉજ્જવલ યશ મમ હર્યો–ધિક્ક૦
પ્રભુની આજ્ઞાનુસરણ કરવે ધિક્ક વચ્ચે પગ ધર્યો–ધિક્ક૦
અન્યાત્માર્પણથી રક્ષક હું તુચ્છ દેહનો ઠર્યો–ધિક્ક૦

અંક ૫, શ્લોક ૭.

સાખી

શિરાતણા મુખમાંથી વહે આ શોણિતની બહુ ધારા,
ભક્ષયોગ્ય ઘણું દિસે હજી આ માંસ દેહમાં મ્હારા:
એઠો શું થાકી,
નહીં તુજ તૃપ્તિ દિસે પાકી!

અંક ૫, શ્લોક ૧૫.

શાર્દૂલવિક્રીડિત

પોતાનાં જન પારકાં સમજવાં—એ શું દયાનો ક્રમ ?

અંક ૫, શ્લોક ૨૦.

ધ્રુવ

મૂકીને કેશ છૂટા લાંબા ને કૃષ્ણ જે,
સિન્દૂરે દિગ્ધ જાણે કરી ગાલો રક્ત ને;
આયાસે આલસાંગી, ચન્દનનાં આ વને,
ગાઓ સૌ નાગનારી શુભ ત્હારી કીર્તિને.

અંક ૫, શ્લોક ૨૭.

શંકરાભરણ

આત્મજીવિત થકી અન્ય રક્ષણ કરી આદર્યું ત્હેં બહુ સ્તુત્ય પુણ્ય,
લોકપરલોકમાં યશ ઘણો મેળવ્યો, માનું તેથી ત્હને સત્ય ધન્ય !
ચિરંજીવ રે ! ઉઠ તું ઉઠ સદ્ય !
તુષ્ટ છું તુષ્ટ, જીમૂત, અદ્ય !–ચિરં૦

અંક ૫, શ્લોક ૩૩.

આર્યા

અભિલષિતાધિક વરદે, પ્રણતબહુજનાર્તિહારિણિ, શરણ્યે,
સાષ્ટાંગ હું નમું ચરણે, વિદ્યાધરવંદિતે ગૌરિ !

અંક ૫, શ્લોક ૩૪.

કાલિંગડો

રહ્યું શું બીજું શ્રેય રે, હે દેવિ અંબિકે !

અંક ૫, શ્લોક ૩૭.

રાજુભાઇ જાતે અચ્છા ગવૈયા હતા, અને ઉપલી પંક્તિઓ સાંભરતાં હજી પણ કોઇ કોઇ સ્થલે એમના મરદાની માધુર્યના પડઘા કાનમાં જાગી ઉઠે છે...

પરન્તુ મિત્રતાવશ થઇને વા એમના જાતીય કે આ તરજુમાના ગુણોથી મુગ્ધ થઇને એમનો તરજુમો દોષરહિત છે એમ તો મ્હેં એમને પણ ન્હોતું કહ્યું અને અત્યારે પણ કેમ કહી શકું? શાસ્ત્રીય શુદ્ધિની દૃષ્ટિએ સંસ્કૃતના ગુજરાતી તરજુમા બનતાં સુધી સમશ્લોકી જોઇયે, અને આ નિયમને એઓ સ્વીકારતા હતા તો પણ સંગીત તર્ફ એમને પક્ષપાત તેથી, પોતે જ નથી પાળ્યો. વળી એમના લખાણનું વલણ સંસ્કૃત તરફ વિશેષ છે, જેનો કૈંક સ્વીકાર, તો કૈંક બચાવ, એમણે પોતાની પ્રસ્તાવનામાં કર્યો પણ છે; એટલે ગુજરાતી વાંચનાર અતિસંસ્કૃત ગણે એવું એમના તરજુમામાં આવ્યા કરે છે. અને એમનો સૌથી મોટો દોષ એ છે કે તરજુમો કરતાં કરતાં મૂળને છોડી દેવાની અર્થાત્ નવું ઉમેરવાની કે જુદો રંગ છાંટવાની છૂટ એમણે કેટલેક ઠેકાણે લીધી છે. ઉપલા દાખલાઓના જ મૂળ શ્લોક અહીં ઉતારું છું, એટલે સંસ્કૃત જાણનાર મૂળને તરજુમા સાથે જોતાં રાજુભાઇએ લીધેલી છૂટનું માપ પોતાની મેળે માપી લેશે.

૧

नाहित्राणात्कीर्तिरेका मयाप्ता
नापि श्लाघ्या स्वामिनोऽनुष्ठिताज्ञा ।
दत्वात्मानं रक्षितोऽन्येन शोच्यो
हा धिक्कष्टं वञ्चितो वञ्चितोऽस्मि ॥

૨

शिरामुखैः स्यन्दत एव रक्तम्
अद्यापि देहे मम मांसमस्ति ।
तृप्तिं न पश्यामि तवेह तावत्
किं भक्षणात्त्वं विरतो गरुत्मन् ॥

૩

आत्मीयः पर इत्ययं खलु कुतः सत्यं कृपायां क्रमः ।

४

स्रस्ता नापादलम्बान्घनतिमिरनिभान्केशपाशान्वहन्त्यः
सिन्दूरेणेव दिग्धैः प्रथमरविकरस्पर्शताम्रैः कपोलैः ।
अस्मिन्नायासितांग्योऽप्यवगणितरुजः कानने चन्दनानाम्
नित्यं गायन्तु रागादुरगयुवतयः कीर्तिमेतां तवैव ॥

५

निजेन जीवितेनापि जगतामुपकारिणः ।
परितुष्टास्मि ते वत्स जीव जीमूतवाहन ॥

६*

अभिलषिताधिकवरदे प्रणिपतितजनार्तिहारिणि शरण्ये ।
चरणौ नमाम्यहं ते विद्याधरवंदिते गौरि ॥

७

अतःपरमपि प्रियमस्ति ।

આપણી ભાષામાં આગળ થઇ ગયેલો હોય એવો તરજુમો નિર્દોષ હોય, સૌને પ્રિય થઇ પડ્યો હોય, અને વળી નવી નવી થતી આવૃત્તિઓ દ્વારા સજીવન હોય, તોપણ છત્રીશ વર્ષે કોઇ લેખક તે ગ્રન્થનો બીજો તરજુમો કરે, તો તેમાં કંઇ ખોટું નથી. ત્યારે આ રાજુભાઇનો તરજુમો પ્રકટ થયો ત્યારે પણ સર્વમાન્ય થયો ન્હોતો,

* આ દાખલો ભાષાંતર અતિ સંસ્કૃત છે-કોઇક જગે, જેમ અહીં ક્લિપિફેર જ કર્યો છે, એ દોષનો ગણવો; આને મૂળમાં ગાંઠનું ઉમેરવાની છૂટનો દાખલો ન ગણવો.

લોકપ્રિય કે પૂરતો જાણીતો થવા જ પામ્યો નથી, અને ઘણા વખતથી અપ્રાપ્ય છે, વળી એમાં ઉપર જણાવેલા દોષ પણ છે એટલે એક નવો તરજુમો આપણા સાહિત્યભંડારમાં વધે છે તેને આવકાર, તથા તેના લેખક રા. રા. ભાઇ રમણિકલાલ જયચંદભાઇ દલાલ બી. એ. ને ઉત્તેજન ઘટે છે. એમણે પોતાનો તરજુમો સમશ્લોકી સરલ અને શુદ્ધ કરવા પાછળ સારો શ્રમ લીધો છે અને જો કોઇ કોઇ ઠેકાણે પદ્યરચનામાં અર્થશુદ્ધિમાં પ્રવાહિતામાં કે ગુજરાતીમાં કચાશ જણાય તો તે એમની વિદ્યા કે મહેનતમાં કચાશને લીધે નહીં પણ એમના મ્હાવરામાં હજી કચાશ છે, આ એમની પ્રથમપ્હેલી કૃતિ છે, તેનું જ પરિણામ છે. નાગાનન્દથી વધારે સારા નાટકનું ભાષાન્તર અવિલંબે લખવું, અને તે કેટલોક સમય જવા દઇને પાછું પાકું લખીને પ્રકટ કરવું, એવી મ્હારી એમને ભલામણ છે. ગુજરાતી પ્રજામાં સંસ્કૃત અને બીજી ભાષાઓનાં નાટકો વિશેની જિજ્ઞાસા વધતી જાય છે, એટલે એમના પ્રયાસને ખપ જોગો આશ્રય મળી રહેશે એવી આશા રાખું છું.

૨

આ નાટક શ્રીહર્ષની કૃતિ ખરું ?–ક્યા હર્ષની ?

ચક્રવર્તિ શ્રી હર્ષવર્ધન સાતમી સદીમાં થઇ ગયો. પણ તેના પછી હર્ષ કે શ્રીહર્ષ નામના બીજા રાજાઓ પણ થયા છે.

એટલે આ નાટક વિશે બીજો એક સવાલ પણ વિચારવાનો એ ઉભો થાય છે, કે એ સાતમી સદીનું હશે ખરું ? આ નાટકમાંનાં જ ગણવાં પડે એવાં અવતરણ વા સૂચન જૂનામાં જૂની કઇ સંસ્કૃત કૃતિમાં જોવામાં આવે છે ? તેવી કૃતિ–કૃતિઓ ક્યા સમયની છે ?

વળી શ્રી હર્ષવર્ધનનું કે તેના પછીના કોઇ હર્ષનું એને ગણિયે, તોપણ એક ત્રીજો સવાલ ઉઠે છે, તે એ કે તે રાજાની પોતાની એ કૃતિ છે, કે તેના દરબારમાંના અને તેના આશ્રિત કોઇ કવિની ?

ઉ–વિલ્સન, લેવી, મેકડોનેલ અને રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ જેવા સામાન્ય પંડિતો આને સારૂં નાટક ગણે છે. મ્હને સૌથી મોટો વાંધો અહીં નડે છે. એ દરેકની વિદ્વત્તાને માટે પૂરેપૂરા માન સાથે મ્હારે કહેવું પડે છે કે આ નાટક છેક ઉતરતી પંક્તિનું છેઃ કોઇ નકલબાજ લેખકની જ કૃતિ છે. એણે નકલ કરી છે મહાકવિઓમાંથીઃ ભાસમાંથી,* કાલિદાસમાંથી, રત્નાવલિમાંથી. ઉપનિષત્કાલ જાતકકાલ અને પંચતંત્રકાલથી આપણા સંસ્કૃત વાઙ્મયમાં છેક તેર ચૌદમા સૈકા સુધી, અરે! પંડિત જગન્નાથ સુધી, ચાલ્યાં આવેલાં અને વધતાં ગયેલાં સુભાષિતરત્નોની, આ નકલ કરી છે. તે નકલ તરીકે ખોટી પણ નથી; એટલો જશ કવિને ઘટે છે પણ ખરો.

પણ નકલ થઇ શકે નહિ એવી બાબત–નાટકનું વસ્તુ–એમાં કવિ છેક લથડે છે. વળી અંક ૪ માનો અંતભાગ અને અંક ૫ મો રંગભૂમિ ઉપર ભજવાય એવા જ નથી. હા, આપણી આધુનિક રંગભૂમિ ઉપર એવાં જોડકણાં આવે ખરાં! કિન્તુ નાટ્યશાસ્ત્રે નિષિદ્ધ ગણેલું, અને આપણને જરા વિચાર કરતાં જ સમઝાય કે જોતામાં ચિતરી ચ્હડે એવું, દૃશ્ય—ગરુડની ચાંચ વડે ધવાયલો, લોહીલુવાણ, મરણતોલ,

---

* ભાસમાંથી કેટલી નકલ છે તે માટે રા. રા. શિવરામ મહાદેવ પરાંજપેનો પ્રિયદર્શિકા, नागानंद, ही नाटके कोणाची? એ નિબંધ જુવોઃ साहित्यसंग्रह भाग १ ला (१९२२). એ એમના નિબંધસંગ્રહમાં આ વિદ્વાને નોંધેલા ઘણાખરા દાખલા સારા છે. એમની લાંબી ચર્ચામાં કેટલોક ભાગ સયુક્તિક છે; પણ તે ઉપરથી એઓ એમ સિદ્ધ થયું માને છે કે આ નાટક ભાસનું; હું એટલું જ સિદ્ધ થતું જોઉં છું કે લેખકે પુષ્કળ નકલ કરી છે, લેખકને ભાસનાં નાટકો અજ્ઞાત ન્હોતાં. આ લેખકના દોષોમાંનો–આ નાટકના દોષોમાંનો–એક પણ ભાસને કેવળ અશક્ય, એ પાંતીનો વિચાર સરખો રા. રા. પરાંજપેને સ્ફુર્યો નથી!

નાયક, જે રંગભૂમિ ઉપર જ મરી જાય છે અને પછી પાછો ગૌરીના ચમત્કાર વડે સજીવન થાય છે, એવું દૃશ્ય–કોઇ પણ સુરુચિશાસ્ત્ર (aesthetics)ને અભિમત કે સહ્ય કે અનિંદ્ય હોય જ નહિ. આગલા અંકોનું વસ્તુ અતિ શિથિલ છે, તેમાં પણ એકકે બિન્દુ નાટકને ઉંચું ગણાવે એવું નથી; ઘણુંખરૂં તો છેક સામાન્ય કોટિનું જ છે. સંસ્કૃત ભાષાના પ્રસાદ અને બલમાં અને મોહમાં આપણે તણાઇયે એટલી સુવાચ્યતા એમાં છે, એ ઉપરાંત કશું જ દેખાતું નથી. જે કંઇ આથી વધારે ગુણવાળું દેખાય છે તેમાંથી એટલું બધું તો નકલી છે એમ આપણે ચોક્કસ કહી શકીયે છિયે, કે બાકીનું પણ એવુંજ હશે,– આપણને અજ્ઞાત પણ કર્તાને જ્ઞાત એવી બીજી સારી ( એના સમય પછી લુપ્ત થઇ ગયેલી ) કૃતિ–કૃતિઓ ઉપરથી જ લીધું હશેઃ એ જાતનો શક આપણા મગજમાં વ્યાપી જાય છે, અને એ બાકીના વિભાગની ગુણવત્તાનો લાભ પણ કર્તાને ખાતે જમા કરતાં આપણને અટકાવી દે છે.

મ્હારૂં મત તો એવું થાય છે કે આ લુલું નકલી અને કેવળ નિષિદ્ધ દૃશ્યમાં પરિણમતું નાટક સાતમા સૈકાનું—સુબન્ધુ, ભર્તૃહરિ, બાણ અને મયૂર જેવા કવિઓનું સમકાલીન હોય જ નહિ. એ સમયમાં આ કદાપિ લખાયું હોત તો એની બીજી નકલ પણ થવા પામત નહિ ! પરન્તુ યૂરપમાં જેમ ગ્રીકલૅટિનનો અંધ મોહ લાંબો વખત ચાલ્યો, તેમ આપણામાં અત્યારે સંસ્કૃતનો વ્યાપી રહ્યો છે. ગુજરાતી કે ઇંગ્રેજી લખાણને આપણે ભાષાગુણ અલગ રાખીને જેમ તેમાંના ગર્ભ ( essence ) ઉપરથી મૂલવિયે છિયે, તે પ્રમાણે સંસ્કૃત કૃતિઓની સ્વતંત્ર તુલના હજી આપણે કરી શકતા નથી.

સોમદેવ અને ક્ષેમેન્દ્રના, એટલે અગિયારમા શતકમાં, હર્ષદેવ નામે કાશ્મીરનો રાજા હતો. બારમા શતકમાં પણ હર્ષ નામે રાજા થયેલો

જણાય છે. વળી તે પછી હરખસિંહ કે હરખૂભા કે હરખજી કે હરખચંદ નામે કોઈ રાજિયો આપણી અતિકાય માતાના સુવિશાલ સ્તનાભોગમાં કોઇ બિન્દુએ કદાપિ નહિ ધાવ્યો હોય એની શી ખાતરી? અથવા અજ્ઞાનમૂલક તર્કને ભલે જવા જ દઇયે. નાગાનન્દ નાટક બારમા સૈકાથી પણ મોડું ન હોય, તો તે બારમા શતકના હર્ષ કે કદાચ અગિયારમા શતકના હર્ષના દરબારનું હશે; જે પ્રદેશમાં ગરુડ અને ગૌરી બન્નેની પૂજાનો પ્રચાર હતો, એવા કોઇ પ્રદેશની એ કૃતિ જણાય છે. આથી વિશેષ અને આથી નિશ્ચિત તો એ નાટકની જૂનામાં જૂની પ્રતોની સાલ નક્કી કરે, અને વિદ્વાનોની જાણીતી બીજી કસોટીઓ વડે બાબતને પૂરેપૂરી છણે, તેનાથી જ કહી શકાય. નાટકનું અંતર માત્ર જોઇને ખાત્રીપૂર્વક એટલું જ કહી શકાય છે કે ભર્તૃહરિ, સુબન્ધુ બાણ અને મયૂર જેવાએ આ કૃતિ જોઇ હોત, તો તેમના એક દષ્ટિપાતથી જ ભસ્મ થઈ જાત, એવી એ તુચ્છ અને નકલી છે. સંસ્કૃત ભાષાની નૈસર્ગિક છટા અને મીઠાશથી તણાઇ ગયા વગર જે કોઇ નાટ્યકલાભિજ્ઞ આ 'નાટક' વાંચશે, તે એની ઉંચી ગણના કરી શકવાનું નથી.

ડૉ. મૅકડોનેલ સાતમી સદીના ચક્રવર્તિ શ્રી હર્ષવર્ધનની કૃતિઓ ગણાવતાં ઉમેરે છે—"attributed to Shri Harsha a patron of poets" "કવિઓના આશ્રયદાતા શ્રીહર્ષને નામે ચ્હડેલી" (પૃ. ૩૬૧) રત્નાવલી વિશે લખે છે—"ખરો કર્તા શ્રીહર્ષના દરબારનો કોઇ કવિ હોવો જોઇએ—કદાચ બાણ"-( પૃ. ૩૬૨ ). અને નાગાનન્દ નાટક બાણને પણ ન આપતાં કલ્પના કરે છે—"આ નાટકનો કર્તા રત્નાવલિના કર્તાથી ઘણુંખરૂં જુદો હશે, કદાચ ધાવક કવિ એનો કર્તા હોય." ( પૃ. ૩૬૨ ). આ મતને કલ્પના એટલા માટે કહેવી પડે છે કે ધાવક વિશે કોઇને કશી જ ખબર છે નહિ.

૧૩૭૧૨

ગાદીપતિ કવિ પણ હોય એમ માનવાને જગત તૈયાર નથી- શ્રી હર્ષવર્ધનને તો વળી આપણા કાવ્યશાસ્ત્રના ગ્રંથોમાં દાખલો જ અપાય છે. કાવ્યશાસ્ત્રના જે જે પ્રતિષ્ઠિત લેખકો સંસ્કૃતમાં થઇ ગયા છે, તે કેટલીક વાત એક પછી એક એ ને એ જ લખી ગયા છે. આમાં કંઇ જ ખોટું નથી. વર્તમાન જગતમાં મિથ્યાસ્મિતા વધી છે, જૂના કાલના લેખકોમાં નમ્રતા અને સત્યભક્તિ વધારે હતી. શાસ્ત્ર એટલે અમુક વિષય ઉપરના સત્ય નિયમોને, નિશ્ચિત સિદ્ધ નિયમોને, સુઘટિત સુવ્યવસ્થિત જથો. લેખક પોતાની પ્હેલાં થઇ ગયેલા શાસ્ત્ર બાંધનારાઓમાં કંઇ સુધારવું વધારવું, જુદી રીતે ઘટવવું હોય, તેટલું જ નવું લખતા. બાકીનું બધું ય આગલા પ્રમાણે જ વાચકના મનમાં ઠસાવવાનું કર્તવ્ય, તે માટે જૂના લેખકોના શબ્દો અને દૃષ્ટાન્તો જ ઉત્તમ જણાતાં નવા લેખક (તે ફલાણાનાં છે એટલા સ્વીકાર સાથે) તે ઉતારે એમાં કંઇ ખોટું નથી, એટલું જ નહિ પણ એવી પદ્ધતિમાં જ શાસ્ત્રની રક્ષા અને ઉત્તરોત્તર વૃદ્ધિ છે. કાવ્યશાસ્ત્રના લેખકો એક પછી એક લખે છે કે સારાં કાવ્ય રચવાની શક્તિ વડે દ્રવ્ય પણ મળે છે; અને આના ટેકામાં કેટલાક એ ને એ દાખલો ટાંકે છે- "જેમકે શ્રીહર્ષ જેવાથી અમુક અમુક કવિ કવિઓને મળેલું." આવા દાખલામાં જે રાજાનું નામ સૈકાઓ સુધી ચાલ્યું તે, દેખીતું જ છે કે, એ નામના મ્હોટા નામાંકિત રાજાનું નામ જ હોવું જોઇએ, ગમે તે પાંચપચાશ ગામડાંનો ધણી નહિ. આવા વિચારબલે જ ડૅા. મેકડોનલે ચક્રવર્તિ શ્રી હર્ષવર્ધનની કૃતિઓ લેખે રત્નાવલિ અને નાગાનન્દને ગણાવતાં, તે એની હોય અથવા એના આશ્રિત કવિ કવિઓની હોય એમ **नरो वा कुंजरो वा** જેવું વલણ રાખ્યું છે, અને વળી રત્નાવલિઃ લખી હશે તે કવિએ જ નાગાનન્દ લખ્યું એ તો મગજમાં નથી બેસતું, એમ પોતા તરફથી ઉમેર્યું છે.

કોઇ પણ ગ્રન્થમાં કર્તા લેખે ગાદીપતિનું નામ જોવામાં આવે તેટલા ઉપરથી તે ગ્રન્થને એ રાજાની કૃતિ માની લેવો ન ઘટે; વિશેષ અને ચોક્કસ પુરાવો ન હોય તો તે એના આશ્રિત કોઇ લેખકની કૃતિ જ ગણાય. અને એ નામ હર્ષનું હોય તો તો એ નામે ચ્હડેલી કૃતિઓ એના આશ્રિત કવિઓએ રચેલી હતી એ હકીકત સૈકાઓ સુધી સર્વમાન્ય હતી, તેને વજન આપવું જ પડે.

ગાદીપતિ કવિ પણ હોય એમ માનવાને જગત તૈયાર નથી. 'કલાપી' (લાઠી ઠાકોર* સુરસિંહજી) કે 'ઝફર' જેવા દાખલા કેટલા તો વિરલ છે તે ઇતિહાસથી અજાણ્યું નથી. પછી રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ જેવા નિરંકુશ પ્રાચીનભક્ત શ્રી હર્ષવર્ધનને અકબરથી પણ ચાર ચંદા ચઢતો ગણી–હર્ષ બીજો અકબર એમ નહિ,–એમ બોલો ભાઇઓ! કે અકબર તે બીજો હર્ષ–એટલે સુધી વાતને તાણવા તૈયાર છે, એવા પક્ષપાતમાં બીચારા ભારતવર્ષનું ગૌરવ વધે છે કે ઘટે છે તે તો એઓ જાણે, પણ શુદ્ધ શાસ્ત્રીયતા તો જરા વેગળી રહી જાય છે ખરીઃ અને નાગાનન્દનો ખરો સમય અને ખરો કર્તા કયો એવા સવાલને ઉરાડી દેવામાં જ કૃતકૃત્યતા સમાઇ રહે છે.

**બલવંતરાય કલ્યાણરાય ઠાકોર.**

પૂણાસિટિ, ફેબ્રુઆરી ૧૯૨૬.

---

* રા. રા. ગોપાળદાસ જેવાને પણ રાજા ગણનારાઓએ જાણવું જોઇયે કે સુરસિંહજી પણ રાજા ન્હોતા, માત્ર ઠાકોર હતા; કાઠિયાવાડમાં બીજા વર્ગના રાજાઓથી નીચેના કોઇને રાજા ગણવામાં રાજા શબ્દની અધોગતિ અને સાથે તે અધોગતિ કરનારની બાલીશતા જ સૂચવે છે.

# નિવેદન

---

ઇસ્વી સન ૧૯૨૦ની સાલમાં કોલેજના પ્હેલા વર્ષમાં મ્હારે પાઠ્યપુસ્તક તરીકે "નાગાનન્દમ્" નો અભ્યાસ કરવાનો હતો. વર્ષના એ અભ્યાસ દર્મીઆન એનું ગુજરાતીમાં ભાષાન્તર કરવાનો મ્હને વિચાર આવ્યો. એ વખતે "નાગાનન્દમ્" નું ગુજરાતી ભાષાન્તર થઈ ગયું છે એ મ્હારી જાણમાં ન્હોતું, એટલે એ કામ મ્હેં શરુ કર્યું. ત્રણેક વર્ષ અપ્રસિદ્ધ રાખી ભાઈ કેશવ. હ. શેઠ વગેરેની સૂચનાનુસાર એને સુધાર્યું. પછી મ્હારા એક મિત્રની ઇચ્છાથી ગુજરાત માસિકમાં મોકલી આપ્યું. પરન્તુ એ પત્ર સ્હામે ઘણાઓને એક મ્હોટી ફરીઆદ છે કે જેમનાં લખાણ છપાય છે તેમનાં અણધાર્યાં છપાય છે, અને નથી છપાતાં એમનાં લખાણ બે ત્રણ વર્ષ સુધી પણ હવા ખાય છે, એ અનુસાર કમનસીબે 'નાગાનન્દમ્'ને બીજી કોટિની દશા પ્રાપ્ત થઇ. અન્તે બે વર્ષના ગાળા બાદ 'ગુજરાત'ની રીતે જ એ છપાવા માંડયું. એ બે વર્ષ દર્મીઆન એ નાટક મ્હારી પાસે રહ્યું હોત તો એનું વધારે સારા સ્વરૂપમાં પ્રથમ દર્શન થઈ શકત.

'ગુજરાત'માં કકડે કકડે એ છપાતું હતું એવામાં મ્હારે પૂના જવાનું થયું. ત્યાં માન્યવર પ્રો. બલવન્તરાય કલ્યાણરાય ઠાકોરે એને આખું જોયું. એમની સૂચનાનુસાર ત્યાંના ગુજરાતી બન્ધુસમાજ

તરફથી પ્રસિદ્ધ થતા હસ્તલિખિત 'બન્ધુવિનોદ'માં એને આખું ઉતાર્યું. તેઓ બૃહદ્ગુજરાતમાં રહ્યા રહ્યા ત્યાં જતા ગુજરાતી વિદ્યાર્થીઓને ગુજરાતના ગૌરવનું ભાન કરાવે છે. એ ત્યાંના પરિચયને અંગે જ એમને હાથે લખાયેલ પ્રવેશક સાથે આ નાટકને પ્રસિદ્ધ કરી શકું છું.

ભાષાન્તરમાં જો ક્યાંક ક્યાંક સ્ખલન જેવું લાગે, જો વધારે પડતી હ્રસ્વ દીર્ઘની છૂટ લીધેલી જણાય, સરલતા બધે સચવાઇ ન હોય ને કોઇ જગ્યાએ સંસ્કૃત ભાષા અર્થઘન વિશેષ હોવાથી અંદરનો તમામ અર્થ ગુજરાતીમાં ઉતારી શકાયો ન હોય કે થોડી ઘણી છાપભૂલો રહી જવા પામી હોય, તો મ્હારો આ પ્રથમ પ્રયાસ છે એ તરીકે વાચકવર્ગ એને સહી લેશે.

આખાય પ્રયાસ દર્મીઆન જે ભાઇઓએ વારંવાર સૂચનાઓ દ્વારા મદદ કરી છે તેમનો અહીં આભાર માનું છું. પુસ્તકની છપાઇ વગેરેમાં, છાપખાનાની સૂચનાઓ અને સગવડોના જે અમુલ્ય લાભ મ્હને ભાઇ ગજાનન પાઠક દ્વારા મળ્યા છે તે ન મળ્યા હોત તો પુસ્તક કોઇ કઢંગી રીતે જ બહાર પડ્યું હોત.

અભ્યાસ દર્મીઆન સંસ્કૃત નાટકોનાં ગુજરાતી ભાષાન્તરોની જે અગત્ય મ્હને જણાઇ હતી તે મ્હારા આ પ્રયાસથી થોડે ઘણે અંશે પુરાશે તો હું મારી મહેનત સફળ થઈ માનીશ.

મહાશિવરાત્રિ–૧૯૮૩. **રમણીકલાલ જયચંદભાઇ દલાલ**

# પાત્રપરિચય

સૂત્રધાર —

**નટી—**

**જીમૂતવાહન**—નાયક-ચક્રવર્તિ વિદ્યાધર કુમાર

**જીમૂતકેતુ—** નાયકના વાનપ્રસ્થ પિતા

**મહારાણી—** વૃદ્ધા—નાયકનાં વાનપ્રસ્થ માતા

**આત્રેય—** વિદૂષક-નાયકનો મિત્ર

**મલયવતી—** નાયિકા—સિદ્ધકુમારી-જીમૂતવાહનની પ્રણયિની.

**મિત્રાવસુ—** સિદ્ધકુમાર-નાયિકાનો ભાઈ

**ચતુરિકા—** ચેટી

**શંખચૂડ—** નાગ—ગરુડ માટે વાસુકિએ મોકલેલો આહાર

**વૃદ્ધા—** શંખચૂડની માતા

**ગરુડ—** નાગશત્રુ વિનતાનન્દન

**ગૌરી—** વિદ્યાધર કુલદેવી

તાપસ, મનોહારિકા, નવમાલિકા, શેખરક, વિટ, પ્રતિહાર, કંચુકી, કિંકર વગેરે વગેરે.



# નાગાનન્દ

## અંક પહેલો.

" ઢોંગી ! ધ્યાન ધરી સ્મરો કંઈ પ્રિયા ? નેત્રો ઉઘાડો જરાઃ
સામે આ અબળા પીડાય મદને–પાળો ન ત્રાતા છતાં;
મિથ્યા નામ દયાળુ–નિર્દય અતિ ના કોઈ બીજા હશે, "
જેને મારવધૂ કહેતી રીસથી–રક્ષો જયી બુદ્ધ એ.

અને વળી,

કામે બાણો ચઢાવી મદન ગણ મળી નાચતાં ઢોલતાલે,
નિદ્રાધીને ભ્રૂભંગે સ્મિત લલિત દગે કમ્પી દિવ્યાંગનાએ;
સિદ્ધોએ શીર્ષ નામી પુલકિત શરીરે વિસ્મયે ઈન્દ્રદેવે,
દીઠેલા યોગપીઠે અચલિતધ્યયને રક્ષજો એ મુનીન્દ્ર.

(નાન્દી પછી)

### સૂત્રધાર

વધુ લંબાણ નિરર્થક છે. આજે ઇન્દ્રોત્સવે જુદી જુદી દીશા-એથી અત્રે આવીને શ્રીહર્ષદેવના ચરણ–કમલમાં વંદન વંદતા વિવિધ દેશના રાજાઓએ બહુ માનથી મ્હને બોલાવી જણાવ્યું કે 'આપણા અધિરાજ શ્રી હર્ષદેવે વિદ્યાધર ચક્રવર્તિની વાર્તા ઉપરથી અપૂર્વ વસ્તુરચના કરી 'નાગાનન્દ' નામનું નાટક રચ્યું છે, એમ ઘણા જણના મુખે સાંભળ્યું છે પરન્તુ એ નાટક અમે ભજવાયલું જોયું નથી. સર્વ હૃદયને આનંદ આપનાર એ રાજર્ષિ પ્રત્યે આપને પૂજ્યભાવ છે તેથી, અને વળી, કાંઈ નહિ તો અમારા ઉપર અનુગ્રહ કરવા ખાતર, એ નાટક અમને ભજવી બતાવો: તેથી હમણાં જ નેપથ્ય રચના કરી એમની ઇચ્છાનુસાર મ્હારૂં બનતું કરીશ. (આમ તેમ ફરે છે: પ્રેક્ષકવર્ગ તરફ નજર નાંખે છે: પછી-) મ્હને લાગે છે કે સર્વ સભાજનોનાં મન મ્હેં આકર્ષી લીધાં છે: કારણ કે—

છે શ્રીહર્ષ કવિ પ્રવીણ ગુણની પૂજારી સોહે સભા,
ચાહે સિદ્ધકુમારનું ચરિત સૌ નાટ્યે દિસે દક્ષતા;
વસ્તુ એક જ પૂરતી થઈ પડે ધાર્યું પૂરૂં પાડવા,
મ્હારા ભાગ્યની ના રહી કંઇ મણા જ્યાં સૌ મળ્યાં એકઠાં.

ત્યારે તો લાવ હમણાં જ ઘેર જાઉં. પ્રિયાને બોલાવી સંગીતનો આરંભ કરૂં. (આમ તેમ ફરી-પડદા તરફ જોઇ) આ રહ્યું અમારૂં ઘર; લાવ, પ્રવેશ કરૂં. (પ્રવેશ કરીને) આર્યે! આમ આવ તો.

(પ્રવેશ કરીને)

### નટી

(આંસુ સારતી) આવી, નાથ! નિર્ભાગિની આ આવી. આર્યપુત્ર! શી આજ્ઞા છે? આજે શું ભજવવા વિચાર છે?

### સૂત્રધાર

( જોતાં ) પ્રિયા ! આ શું ? આજે તો નાગાનન્દ જેવો સુન્દર નાટ્યપ્રયોગ ભજવવાનો છે, એવે પ્રસંગે ય આમ અકારણ રુદન !

### નટી

આર્ય ! રડવું ન આવે ? આપના પૂજ્ય પિતાશ્રીને વૃદ્ધાવસ્થામાં વૈરાગ્ય ઉપજ્યો. આપને કુટુમ્બનો ભાર ઉપાડવા યોગ્ય લેખી પોતે વનવાસી થયા—પૂજ્ય માતુશ્રી પણ સાથે ગયાં.

### સૂત્રધાર

( ખિન્ન થઈ ) અરેરે ! માતા પિતા વનમાં ગયાં ! મ્હને મૂકીને ગયાં ? હવે શું કરૂં ? ( વિચારમાં પડી જાય છે ) માતા પિતાના ચરણમાં કેવું સુખ છે ? સેવાવિહોણો હું ઘેર કેમ રહી શકું ?

પિતા માતા તણી સેવા સાધું વાસ વસી વને,
જેમ ઐશ્વર્ય ત્યાગીને કર્યું જીમૂતવાહને.

( બન્ને જાય છે. )

### પ્રસ્તાવના સમાપ્ત

( વિદૂષક સાથે નાયક પ્રવેશ કરે છે. )

નાયક

( સખેદ ) સખે આત્રેય !
રાગે પૂર્ણ ભરી દિસે રગરગે, અન્તે વળી ધ્વંસિની,
કૃત્યાકૃત્ય વિચારવા વિમુખ—એ સૃષ્ટિ ન શું જાણતી;
ઇંદ્રિયોવશ નિન્દ્ય એવી તદપિ વ્હાલી યુવાની બને,
જો એ નિત્ય વહે પિતાચરણમાં સેવા મહીં આ રીતે.

વિદૂષક

( રોષથી ) ત્હારાં આ ઘરડાં માતા પિતા તો મરવાની આળસે જ જીવે છે. એમને માટે આટઆટલો વનવાસ વેઠ્યો છતાં ય ત્હને કંટાળો નથી આવતો ? હવે તો મહેરબાની કરી વડીલોની ચાકરી કરવાની હઠ છોડી દે. પેલું રમણીય મનમાન્યું રાજ્યસુખ ભોગવ.

નાયક

બન્ધુ ! ત્હારાં વેણ અયુક્ત છે, કારણ કેઃ—
શોભું જેમ પિતા કને ધરણીએ, શું તેમ સિંહાસને ?
સેવાસુખ મળે ગુરુ ચરણનું, તેવું શું રાજા બન્યે ?
ના સંતોષ ગણું ત્રિલોક વિભવે પૂજ્ય પ્રસાદી સમા,
ખાલી ભાર જ રાજ્યભોગ નકી જે માતા પિતા ત્યાગતાં.

વિદૂષક

( સ્વગત ) અહો ! અજબ છે આનો માતા પિતાની સેવાનો ટેક ? ( વિચારીને ) લાવ, આમ કહું ( પ્રકાશ ) ભાઇ ! હું એકલા રાજ્યસુખની જ વાત નથી કરતો. બીજું ઘણું ય ત્હારે કરવાનું છે.

### નાયક

(જરા હસી) કરવાનું તો બધું ય કર્યું છે: જો—

સાચા ન્યાયપથે પ્રજાજન મૂક્યા, સન્તો સુખી સૌ કર્યા,
જાતિબન્ધુ કર્યા બધા મુજ સમા રક્ષ્યું બધું રાજ્ય આ;
ભિક્ષા કલ્પદ્રુમે કદી ન મળતી તેવી ય આપી ચુકયો,
કાર્યો બાકી રહ્યાં કયાં વદ સખા! ત્હારા દિલે ડંખતાં?

### વિદૂષક

સાહસિક શત્રુ–પેલો દુષ્ટ મતંગ–ત્હારો પુરાણો દુશ્મન. પ્રધાન તથા અમાત્યવર્ગને ત્હેં ત્હારૂં રાજ્ય સોંપ્યું છે પરન્તુ મતંગ શિરે ઝઝુમે છે ત્યાં સુધી મ્હને તો ત્હારા વિના રાજ્ય સલામત લાગતું નથી.

### નાયક

મતંગ રાજ્ય હરી લેશે એવી શંકા થાય છે?

### વિદૂષક

તો?

### નાયક

ભલે! એમાં શું થઇ ગયું? આ શરીર કે અન્ય કોઇ પણ મ્હારી વસ્તુ પરોપકાર કાજે જ સરજાઈ છે; ત્યાં રાજ્ય જેવી ક્ષુલ્લક વસ્તુનો શો વિચાર? મ્હારી જાતે જ એનું દાન નથી કરી દેતો કારણ કે પિતાજી ના કહે છે અને પિતાજીની આજ્ઞા પાળવી એ જ મ્હારૂં કર્તવ્ય છે. મ્હને તેમણે આજ્ઞા કરી છે કે: 'વત્સ જીમૂતવાહન! આ સ્થાનમાં બહુ દિવસ રહેવાથી, પાસેનાં સમિધ, કુશ, કુસુમો, બધું ય ખપી ગયું છે. કંદ મૂલ, ફળ, સામો વગેરે પણ

હવે આવી રહ્યાં છે. માટે મલયપર્વત તરફ જા. ત્યાં કોઈ લાયક નિવાસસ્થાન શોધી કાઢ." માટે ચાલો, આપણે એ જ દિશાએ વળીએ.

વિદૂષક

જેવી ઇચ્છા.

( બન્ને આમતેમ ફરે છે. )

વિદૂષક

( સ્હામે નજર કરી ) મિત્ર ! જુઓ, જુઓ, પ્રથમ મિલન માટે આતુર થયેલી વિરહી વામાના આલિંગન પેઠે, પ્રવાસનો થાક ટાળી, મલયગિરિથી આવતો આ પવન મ્હારા પ્રિયમિત્રને રોમાંચિત કરે છે. રસ ઝરતાં ગાઢાં ચન્દનવનો વટાવતાં એ સુગન્ધથી ભરપુર છે, ખડકો સાથે અથડાતાં ઝરણો ઉપર થઇ વાતાં, ઉંચે ઉડેલાં શીતલ વારિકણો પણ ખેંચી લાવે છે.

નાયક

( વિલોકી ) અહો ! એટલામાં આપણે મલયપર્વતે આવી પહોંચ્યા શું ? ( આજુબાજુ જોઈ ) અહો કેવું સૌંદર્ય !—

માતેલા ગજગંડ ઘર્ષણથકી ભાગી સ્રવે ચન્દનો,
ગુફા દેતી સદા પ્રતિધ્વનિ જહીં સિન્ધુતણી ઊર્મિનો;
રાતી મૌક્તિકની શિલા પદરજે સિદ્ધાંગના ઘૂમતાં,
સર્વાંગો, નિરખી મહા મલયને, ઉત્સાહથી ઓપતાં.

ચાલો ! ગિરિશૃંગે ચઢી કોઈ યોગ્ય નિવાસસ્થાન શોધીએ.

વિદૂષક

ચાલો ! ( આગળ જઇ ઉભો રહી ) મહારાજ ! આ બાજુ

( ઉપર ચઢતા હોય તેમ કરે છે )

નાયક

(જમણું નેત્ર ફરકતું સૂચવી, વિચારીને) બન્ધુ !
જમણું નેત્ર કમ્પે છેઃ ફલાકાંક્ષા નથી કશી;
ન મિથ્યા જ્ઞાનીનાં વાક્યો, તો શું એ સૂચવે અહીં ?

વિદૂષક

મિત્ર ! ત્હારૂં શ્રેય થવાનો સમય આવી લાગ્યો સૂચવે છે.

નાયક

એમ પણ બને.

વિદૂષક

(અવલોકન કરી) પ્રિયમિત્ર ! જો, જો. આ તો ખરેખર ! તપોવન હોય એમ લાગે છે. પાસે પાસે આવેલાં અનેક વૃક્ષો શોભામાં અભિવૃદ્ધિ કરે છે. બલિદાનની સુવાસ પમરાવતા ધૂમગોટા ઉંચે ચઢે છે. ન્હાનકડાં હરણાંઓ નિર્ભય જીવે ઘૂમે છે.

નાયક

(વિલોકી) ઠીક કહ્યું હોં ! આ તપોવન છેઃ કારણ કે—
વસ્ત્રો કાજ ન કાપી છાલ તરુની ઝાઝી ધરીને દયા,
ભાગેલાં બહુએ કમંડલ પડયાં સ્વચ્છાંબુના વ્હે ઝરા;
બંધો મુંજતણા જુઓ કમરથી તોડી ત્યજ્યા બાલકે,
હમેશાં સુણતાં શુકો પઢી રહ્યા વેદો તણા મંત્રને.

(પ્રવેશ કરે છે.)

નાયક

(વિસ્મયથી વિલોકી) અહો ! તપોવન કેવું શાન્ત ને રમણીય છે. અનેક શંકાસ્પદ વેદવાક્યો આનન્દિત મુખે અનેક ઋષિમુનિઓ

ચર્ચી રહ્યા છે. નાના નાના બાલકો વેદની ધૂન મચાવતા કુમળી રસવાળી સમિધની લાકડીઓ કાપ્યે જાય છે; ને તાપસ કન્યાઓ બાલવૃક્ષના ક્યારાઓ બનાવી પાણી રેડી રહી છે; અને વળી આ તરફ—

મધુર મધુર બોલે 'સ્વાગતમ્' ભૃંગશબ્દે,
નમી તરુ ફલભારે શીર્ષ જાણે નમાવે;
કરી નવપુલવૃષ્ટિ અર્ધ્ય જાણે મ્હને દે,
સુખદ અતિથિસેવા ઝાડવાં યે શિખ્યાં છે.

નિવાસસ્થાનને યોગ્ય જ આ તપોવન છે. મ્હને લાગે છે કે અહીં વસવાથી આપણને સંપૂર્ણ શાન્તિ મળશે.

### વિદૂષક

(આમતેમ જોઇને) પણ મિત્ર! જો તો ખરો. આ હરણો એકાગ્રતાથી કંઈ સાંભળતાં હોય તેમ જણાય છે. તેમની ગરદન એક તરફ જરા વળેલી છે. તેઓ એટલાં તો સ્થિર થઇ ગયાં છે કે અર્ધું ચવાયલું દર્ભનું ઘાસ તેમના મુખમાંથી બહાર નીકળી રહ્યું છે. તેઓ કાન માંડી રહ્યાં છે. તેમનાં નેત્રો ગીતની લહેરમાં સહજ લહેરાતાં લાગે છે.

### નાયક

(કાન માંડી) બન્ધુ! ખરૂં કહ્યું હો! જોને—

સ્થાને સુરો સ્ફુરીને ગમક સૂચવતી મન્દ્ર–તાર–વ્યવસ્થા,
મીઠા તારો વીણાના સુર સહશું મળ્યાં ગુંજનો ભૃંગ કેરાં;
એવે મોઢા મહીના તૃણકવલ બધા ચાવતાં બન્ધ રાખી,
વાંકી ડોકે કુરંગો લલિતપદ ભરી સાંભળે સ્પષ્ટ વાણી.

### વિદૂષક

પણ ભાઈ! આ તપોવનમાં કોણ ગાતું હશે?

નાયક

કોમળ આંગળીએ દબાયલી વીણાનો સ્વર અતિ સ્પષ્ટ નથી નીકળતો. સંગીતનો મુખ્ય સ્વર ઝીણો ને મધુર છે. તેથી હું અનુમાન કરૂં છું કે ( સ્હામે આંગળી કરી ) પેલા દેવાલયમાં કોઇ અલૌકિક સુન્દરી વીણા વગાડી દેવપ્રાર્થના કરતી હશે.

વિદૂષક

વયસ્ય! ચાલો. આપણે પણ એ મંદિરમાં દેવદર્શનાર્થે જઇએ.

નાયક

એ ઠીક કહ્યું. દેવો સર્વદા વન્દનીય જ છે ( આગળ વધી, એકાએક અટકી ) પરન્તુ બન્ધુ! કદાચ આપણે ન જોવી જોઇએ એવી કોઈ સ્ત્રી હશે તો? માટે આ તમાલના ઝુંડ પાછળ છૂપાઇને જ દર્શનની રાહ જોઇએ.

( તેમ કરે છે. )

( જમીન ઉપર બેસી વીણા વગાડતી મલયવતી દાસી સાથે પ્રવેશ કરે છે )

નાયિકા

( સંસ્કૃતમાં ગાય છે. )

પુલ્લોત્પલ રજ ગોરી ગૌરી મુજ પર કૃપા કરો માત!
મ્હારૂં મનવાંછિત તે પ્રિય મુજને સદ્ય દ્યો માત!

નાયક

( કાન માંડી ) વયસ્ય! શું સુન્દર ગીત! વાદનની શી મનોહર રીત! જોને—

દિસે વ્યંજનધાતુ આદિ સઘળી રીતો દશે ગીતની,
ને ચોખ્ખા દ્રુત-મધ્ય-લંબિત-સ્વરે ત્રિતાલની છે ગતિ;

ગોપુચ્છાદિ દિસે ત્રણે યતિ ક્રમે, ગાતાં સુરો કેળવી,
સંજ્ઞામાં ત્રણ રીત વાદ્યવિષયે પૂરેપૂરી દાખવી.

### ચેટી

( હેતથી ) કુમારી બા ! વીણા હવે ઘણી વગાડી. ત્હમારી આંગળીઓ પણ નથી દુઃખી આવતી ?

### નાયિકા

( ઠપકો દેતાં ) અલિ ચતુરિકા ! દેવીની આગળ વીણા વગાડતાં આંગળીઓ દુઃખે વારૂ ?

### ચેટી

બાઇસાહેબ ! હું એમ કહું છું કે આ નિર્દય દેવી આગળ વીણા વગાડે શો ફાયદો ? કન્યાઓને કઠિન લાગતાં વ્રતઉપવાસો અત્યારસુધી ત્હમે કર્યાં છતાં ય ત્હમારા પર જરાય મહેર નથી કરતી.

### વિદૂષક

બન્ધુ ! આ તો કન્યકા છેઃ શા સારૂ ન નિરખીએ ?

### નાયક

શો વાંધો ? બાલા નિર્દોષદર્શના. પરન્તુ આપણને જોઇ તે કદાચ બાલસ્વભાવે શરમાય ને અત્રે વધુ ન રોકાય માટે આ તમાલ પાછળ છૂપાઇને જ તેને નિહાળીએ

( બન્ને એ પ્રમાણે જુએ છે. )

### વિદૂષક

( જોઇને આશ્ચર્યથી ) અરે ! ભાઇ જો તો ખરો ! વિસ્મયની વાત છે. વીણા વગાડી માત્ર કાનને જ સુખ આપે છે એટલું જ

નથી પરન્તુ વીણા વિજ્ઞાનને ઘટતું જ રૂપ ધારી આંખને પણ આનંદ આપે છે. એ કોણ હશે? કોઇ દેવી હશે? નાગકન્યા હશે? કોઇ વિદ્યાધરની પુત્રી હશે? કે સિદ્ધકુમારી હશે?

### નાયક

(રસભર્યાં લોચને નિહાળી) એ કોણ છે એ તો હું નથી કહી શકતો: પરન્તુ એટલું તો કહું કે:—

દેવી જો સુરલોકની, સફલ તો નેત્રો સહસ્રાક્ષનાં,
જો તે નાગકુમારી ચન્દ્રવદની, તો ચન્દ્ર પાતાલમાં;
જ્ઞાતિ આપણી સર્વમાં વિજયી, જો વિદ્યાધરી એ શુભા,
સિદ્ધા જો કદી હોય તો ત્રિભુવને વિખ્યાત સિદ્ધો થયા.

### વિદૂષક

(નાયકને નિહાળી હર્ષથી સ્વગત) નસીબ ખુલ્યાં. આજે ઘણે દિવસે કામદેવના પંજામાં સપડાયો લાગે છે. (પોતાના દેહને બતાવી ભોજનનો અભિનય કરતો) નહિ નહિ. એ તો આ લાડુભટના જ સપાટામાં આવ્યો.

### ચેટી

મ્હારા કહેવાનો અર્થ એવો છે કે આ દેવી પ્રસન્ન તો થતી નથી; તો પછી એવી નિષ્કરુણા આગળ વીણા વગાડે શો ફાયદો? (વીણા પડાવી લે છે)

### નાયિકા

(ક્રોધથી) અલિ! ગૌરી દેવીની નકામી નિન્દા ન કર. આજે તો એમણે ખરેખર મ્હારા ઉપર કૃપા કરી છે.

ચેટી

(હર્ષથી) શી રીતે કૃપા કરી ? કહો તો ખરાં !

નાયિકા

સખિ ! જાણે સ્વપ્નામાં આજે હું આ જ વીણા વગાડી રહી હતી : એવામાં ભગવતી ગૌરી મ્હારી પાસે આવી ઉભાં ને કહ્યું 'વત્સે મલયવતિ ! હું ત્હારા ઉપર પ્રસન્ન થઈ છું. ત્હારૂં વીણા જ્ઞાન અતુલ છે. ત્હારૂં કઠિન તપ સ્ત્રીઓ માટે અસાધારણ છે મ્હારૂં ત્હને વરદાન છે કે ચક્રવર્તિ વિદ્યાધરકુમાર સ્વયં ટુંક મુદતમાં ત્હારૂં પાણિગ્રહણ કરશે.'

ચેટી

એને શમણું કેમ કહો છો ? ત્હમારો મનમાન્યો વર જ દેવીએ આપ્યો.

વિદૂષક

ભાઇ ! દેવીનાં દર્શન કરવાનો આ ખરો વખત છે. ચાલો અંદર જઇએ.

નાયક

જા ત્હારે જવું હોય તો. હું તો કંઇ નથી આવતો.

વિદૂષક

(અનિચ્છા છતાં નાયકને અન્દર ઘસડી જાય છે.)

(બન્ને દેવાલયમાં પ્રવેશ કરે છે.)

વિદૂષક

(આગળ વધી) દેવીનું કલ્યાણ થાઓ;

આ ચતુરિકા સાચું જ કહે છે. દેવીએ આપેલો વર આ રહ્યો.

નાયિકા

(ગભરાઇ ઉભી થઇ જાય છે. નાયકને ઉદ્દેશી: બાજુમાં) અલિ ! આ કોણ ?

## ચેટી

(નાયકને નિહાળી બાજુએ) આની અલૌકિક આકૃતિથી મ્હને તો એ ગૌરીનો પ્રસાદ જ લાગે છે.

## નાયિકા

(કોડભરી લજ્જાથી નાયકને જોતી ઉભી રહે છે,)

## નાયક

શરીરને, અયિ! ચંચલલોચને!
અધિક કષ્ટ પડયું તપથી દિસે:
ત્વરિત શ્વાસ થકી સ્તન ઉછળે,
નિરખતાં શરમે દિલ કાં દમે?

## નાયિકા

(બાજુમાં) અલિ! મ્હને તો ઘણી જ શરમ આવે છે. મ્હારાથી આમની આગળ નહિ ઉભા રહેવાય. (શરમાતી શરમાતી, નાયકને આડી આંખે જોતી અવળી ફરી ઉભી રહે છે)

## ચેટી

કુમારી બા! કેમ આમ?

## નાયિકા

સખિ! આમની આગળ મ્હારાથી નથી ઉભા રહેવાતું. ચાલ! બીજે જઇએ. (ઉભી થવા જાય છે.)

## વિદૂષક

ઓહો! બીએ છે આ તો! વરેલી વિદ્યાની માફક લાવ એને ક્ષણભર રોકી રાખું.

### નાયક

ભલે.

### વિદૂષક

બાઇ ! ત્હમારા તપોવનનો શિષ્ટાચાર એવો છે કે આંગણે આવતા અતિથિને શબ્દથી યે ન સત્કારવા ?

### ચેટી

( નાયિકાને નિહાળીઃ સ્વગત ) આનાં નયન આમને જોઈ ચમકે છે. લાવ. આમજ કહું ( મ્હોટથી ) આ બ્રાહ્મણ ખરૂં કહે છે. ત્હારે અતિથિનું સ્વાગત કરવુંજ જોઇએ. તું તો આ મહાનુભાવ આગળ છેક મૂક બની ઉભી રહી છે ! ( જરાક વિચારીને ) છો ઉભી રહી. એનું કામ હું જ કરૂં. ( નાયકને ઉદ્દેશીને ) પધારીએ મહાભાગ ! આસન-પર વિરાજીએ.

### વિદૂષક

વયસ્ય ! બાઈ ઠીક કહે છે. બેસો. ક્ષણભર વિશ્રામ લઇએ.

### નાયક

સત્ય છે બન્ધુ !

### નાયિકા

(ચેટીને) જા. ટીખળી ! આમ ન કર. કોઇ તાપસ જુએ તો મ્હને અવિનયી ગણે.

( એવામાં તાપસ પ્રવેશ કરે છે. )

### તાપસ

કુલપતિ કૌશિકની આજ્ઞા થઇ છે કે “ વત્સ શાંડિલ્ય ! ભાવિ વિદ્યાધર ચક્રવર્તિ કુમાર જીમૂતવાહન મલયપર્વત પર કોઇ સ્થલે

આવ્યા છે. સિદ્ધયૂવરાજ મિત્રાવસુ તેમના પિતાજીની આજ્ઞાથી રાજકન્યા મલયવતીના વર તરીકે તેમને પસંદ કરવા નીકળ્યા છે. એમની વાટ જોવામાં કુમારી કદાચ બપોરની સ્નાનવેળા ચૂકી જાય માટે જા બોલાવી લાવ," તેથી ગૌરીમન્દિરે જઇ બોલાવી લાવું. (ફરતાં ફરતાં જમીન પર નજર પડે છે) અહો! જમીન પર ધૂળમાં ચોકખાં ચક્રચિહ્નવાળાં પગલાં કોનાં પડ્યાં હશે? (સ્હામે જીમૂતવાહનને જોતાં) કદાચ આ મહાનુભાવ જ અહીં થઇને ગયા હશે.

ભાસે મંડલચિહ્ન મસ્તકતટે, પંક્તિ દિસે રોમની,
આંખો પદ્મશી લાલ, કેસરી સમું વક્ષઃ વિશાળુ વળી;
ચક્રાંકે પદ શોભતાં નિરખતાં ભાળું પુરા ધ્યાનથી,
એ વિદ્યાધર ચક્રવર્તિ બનવા નિર્માયલો છે નકી.

અથવા તરંગો શા કામના? એ જીમૂતવાહન જ હોવા જોઇએ. (મલયવતીને જોતાં) આ રહ્યાં રાજકુમારી મલયવતી (બન્નેને વિલોકી) બન્ને ય એકમેકને વાસ્તે લાયક છે. વિધિ એમનો યોગ સાધે તો કેવું સારૂં? (પાસે જઇને, નાયકને) મહાશય, કલ્યાણ થાઓ!

### નાયક

ભગવન્! પ્રણામ. (ઉભો થવા જાય છે.)

### તાપસ

હાં! હાં! એવા શિષ્ટાચારની જરૂર નથી. ખરૂં જોતાં અતિથિ સર્વમાં શ્રેષ્ઠ છે, એટલે આપ જ પૂજાપાત્ર ગણાઓ. માટે સુખેથી બેસી રહો.

### નાયિકા

આર્ય! પ્રણામ કરૂં છું.

### તાપસ

(નાયિકાને) ઇચ્છાવર પ્રાપ્ત થાઓ. કુલપતિ કૌશિક કહાવે છે કે બપોરની સ્નાનવેળા થઈ છે માટે સત્વર ચાલો.

### નાયિકા

જેવી ગુરુજીની આજ્ઞા. (ઉભી થઇ નિઃશ્વાસ નાંખી મનમાં)

ગુરુ બોલાવે અહિંથી પ્રિયસંદર્શન અહીં જ સુખ આપે,
હૈયું ચઢ્યું હિંડોળે ગમનાગમને વિમૂઢતા વ્યાપે.

**(શરમાતી, નાયકને પ્રેમથી વક્ર દૃષ્ટિએ નિહાળતી તાપસ સાથે બ્હાર નીકળી જાય છે.)**

### નાયક

(ઉંડો વિરહનિઃશ્વાસ નાંખી નાયિકા સ્હામે દૃષ્ટિપાત કરતો)

વિશાલ શ્રોણીના ભારે મન્દ મન્દ ગતિ ભર્યું,
બીજે જતાં છતાં તેણે હૃદયે પગલું મૂક્યું.

### વિદૂષક

હા ! હા ! હા ! જોવાનું જોઈ લીધું. સાંભળવાનું સાંભળી લીધું. હવે તો મધ્યાહ્ન સૂર્યના કિરણથી મ્હારો જઠરાગ્નિ બમણો પ્રદીપ્ત થઇ ભડભડાટ સળગી રહ્યો છે. ચાલો આપણે ય જઇએ. બ્રાહ્મણ છીએ, વળી અતિથિ બન્યા છીએ; એટલે મુનિવરો પાસેથી કંઇ કંદ મૂળ કે ફળ મેળવી ક્ષુધા શાન્ત કરીએ.

તાપે આતુર ચન્દને ઘસી ઘસી પાન્ડુ કપોળો કર્યા,
નાખે કાનથી વાયુ વ્યાકુલ શિરે શાન્તિ દિલે ઝંખતા;
છાંટે વારિકણો વિશેષ હૃદયે સુંઢે ઉછાળી અહા !
હાથી વ્યાકુલતા સહે પ્રણયની—મ્હારા સમી એ દશા.

ચાલો આપણે પણ જઇએ. (બન્ને જાય છે.)

## પ્હેલો અંક સમાપ્ત

અંક ૨ જો

## અંક બીજો.

( ચેટી પ્રવેશ કરે છે. )

### ચેટી

" વડિલ ભાઇ મિત્રાવસુને આવતાં બહુ વાર થઇ; તે આવી પહોંચ્યા છે કે નહિ તે ઝટપટ જોઇ આવ," એવી રાજકુમારી મલયવતીની આજ્ઞા છે, તો લાવ એ કામ વહેલું કરી નાંખું ( આમ તેમ ફરે છે; નેપથ્યે નજર કરતાં ) અરે! ઉતાવળું ઉતાવળું આ કોણ આવે છે ? ( નિરૂપણ કરી ) આ તો ચતુરિકા !

( બીજી ચેટી પ્રવેશ કરે છે )

### પ્હેલી

(પાસે જઈ ) અલિ ચતુરિકા ! આમ દોડે છે કેમ ?

### બીજી

બ્હેન મનોહારિકા ! આપણાં કુમારીબા ફુલ વીણવા ગયાં હતાં તેથી એમને બહુ થાક લાગ્યો છે. એમાં વળી શરદ ઋતુના તાપનો

સંતાપ એમને અધિક પીડા કરે છે. એટલે એમણે મ્હને કુમળી કેળનાં પાનાંથી છાયેલા ચન્દનલતાગૃહે જવા આજ્ઞા કરી છે. ત્યાંની ચન્દ્રમણિ-શિલા સજ્જ કરવા સૂચના પણ કરી છે. મ્હેં એમની ઇચ્છાનુસાર બધી તૈયારી કરી છે. હવે એમને ખબર આપવા જાઉં છું.

પ્હેલી

જા, બા, જલ્દી જા. વ્હેલી ખબર મળ્યે ત્યાં વ્હેલું જવાય ને પીડા વ્હેલી ટળે.

બીજી

(હસતીઃસ્વગત) સાધારણ પીડા ક્યાં છે તે આમ સહેજમાં પતી જાય? આ ચન્દનલતાગૃહ વિધવિધ રીતે રમણીય છે એથી તો ઉલટો એમનો સંતાપ વધશે એમ મ્હારૂં તો માનવું છે. (પ્રકાશ) વારુ તું જા. હું પણ તેમની પાસે જઇ, મણિશિલા તૈયાર છે એ વાત નિવેદન કરૂં છું.

(બન્ને જાય છે)

પ્રવેશક સમાપ્ત



અંક ૨ જો

( વિયોગિની મલયવતી તથા ચેટી પ્રવેશ કરે છે )

**નાયિકા**

( નિઃશ્વાસ નાખી સ્વગત ) હે હૃદય! શી ત્હારી સ્વાર્થાંધતા! એ મહાનુભાવ આગળ તો મ્હને છેક સુધી શરમાળ જ રાખી હવે; એ નથી ત્યારે તું તેમનામાં જ પરોવાઇ રહ્યું છે! (પ્રકાશ) સખિ! દેવીમંદિરનો માર્ગ સૂચવ!

**ચેટી**

આપ તો ચંદનલતામંડપ તરફ જનાર હતાં ને?

**નાયિકા**

( શરમાઇ જઈ ) સખિ! ત્હેં ઠીક યાદ દીધું. આપણે ત્યાં જ જઇએ.

**ચેટી**

આ બાજુ–કુમારીબા! આમ ( આગળ થાય છે )

**નાયિકા**

(બીજી તરફ જાય છે )

**ચેટી**

( પાછું જોઈ ખેદ પામીઃ સ્વગત ) અરે! શી આના હૃદયની શૂન્યતા! વળી પાછી દેવીમન્દિરે ચાલી! ( પ્રકાશ ) કુમારીબા! આ બાજુ. ચન્દનલતાગૃહ આમ આવ્યું.

**નાયિકા**

(ઠગારૂં હાસ્ય હસી તેમ કરે છે)

ચેટી

આ આવ્યું ચન્દનલતાગૃહ, ચાલો ! અન્દરની પેલી ચન્દ્રમણિ-શિલા પર વિરાજો.

(બન્ને બેસે છે)

નાયિકા

(નિશ્વાસ નાંખી મનમાં) ભગવાન કુસુમાયુધ ! સૌંદર્યમાં આપને હરાવનાર સ્હામે આપ કશું જ નથી કરતા. હું અબલા છું એમ ધારી મ્હારો કાંઈ વાંક નથી છતાં પણ પ્રહાર કરતાં ત્હમે શું નથી લજવાતા ? (પોતાના દેહનું નિરૂપણ કરી, મદનાવસ્થા સૂચવતી: પ્રકાશ) આ ચન્દનલતા-ગૃહ ગાઢ પલ્લવોથી આચ્છાદિત હોવાથી એમાં સૂર્યનું એક કિરણ પણ આવી શકે તેમ નથી, ત્હોય મ્હારો સન્તાપ કેમ દૂર નથી થતો?

ચેટી

(હસતી, હસતી) એનું કારણ હું સમજી ગઇ. હું તો કહું, પણ ત્હમે માનશો જ નહિ.

નાયિકા

(મનમાં) મ્હારૂં દિલ શું એ પારખી ગઈ હશે ? લાવને પૂછી જોઉં (પ્રકાશ) એવું તે શું છે સખિ ! કહે જોઇએ.

ચેટી

દિલમાં વસેલો પેલો ત્હારો વર—

નાયિકા

(હર્ષથી ઝટપટ ઉભી થઇ બે ત્રણ પગલાં આગળ વધી) ક્યાં છે? એ ક્યાં છે ?

ચેટી

(હસતી હસતી ઉભી થઇ) એ તે કોણ? કુંવરીબા!

નાયિકા

(શરમાઇ નીચું જોઇ રહે છે)

ચેટી

હું તો એમ કહેવા જતી હતી કે 'દિલમાં વસેલો પેલો ત્હારો વર, જે દેવીએ ત્હને સ્વપ્નામાં આપ્યો હતો અને પાછળથી જેને ત્હેં કુસુમબાણ મકરધ્વજ જેવો દીઠો હતો તે જ આ ત્હારા સંતાપનું કારણ. તેથી જ સ્વભાવે શીતલ છતાં આ ચન્દનલતાગૃહ ત્હારો તાપ ટાળી શકતું નથી.'

નાયિકા

(ચતુરિકાને ટપલી મારી) ચતુરિકા! તું ચતુરિકા જ છે. ત્હારાથી શાને છૂપાવું? જો. સાંભળ—

ચેટી

કુમારીબા! વર સંબંધી માત્ર વાત કરતાં જ આપને જે સંભ્રમ થયો તે વડે એ કહી આપેલું જ છે. ગભરાટને વશ ન થાવ. કામસંતાપ પણ શમાવો. જો હું ખરેખર ચતુરિકા જ હોઉં તો મ્હને એમ થાય છે કે એમને પણ ભર્તૃદારિકાને જોયા વિના એક ક્ષણ પણ ગોઠશે નહિ.

નાયિકા

(આંસુ આણી) સખિ! એવાં ક્યાંથી સદ્‌ભાગ્ય?

ચેટી

કુમારીબા! એમ ન કહો. લક્ષ્મીજીને વક્ષ:સ્થલ પર રાખ્યા વિના એક ક્ષણ પણ મધુસૂદનને ચાલ્યું છે?

### નાયિકા

પ્રિય ન હોય એવું સ્વજનને કદીયે બોલતાં આવડ્યું છે? મ્હને વધારે સંતાપ તો તેથી થાય છે કે એ મહાનુભાવને મ્હેં વાચા માત્રથી એ સત્કાર ન દીધો: કહે, મ્હને એ અસભ્ય તો નહિ ગણેને? (એમ કહી રડે છે).

### ચેટી

એમ રડાતું હશે કે? (સ્વગત) બિચારી રડે નહિ તો કરે ય શું? એનો સંતાપ અત્યંત છે. હવે શું કરૂં? લાવ આ ચન્દનલતાનાં પલ્લવોનો રસ કાઢી તેની છાતીએ લેપ કરૂં. (ઉભી થઇ, ચંદનની કુંપળો તોડી, મસળી, તેનો રસ તેના હૃદય પર રેડે છે) કુમારીબા! જુઓ. રડીએ નહિ હોં. અરે! ત્હમારાં અશ્રુબિન્દુઓ ક્યાં ખળાય છે? એથી આ ચન્દનરસ ઉનો થઈ જાય છે. ત્હમારા ઉરની પીડા આમ કેમ ટળે? (કેળનું પાન લાવી પવન નાંખે છે.)

### નાયિકા

(હાથથી એને વારી) સખિ! વીંજણો ન નાંખ. કેળના પાનનો પવન મ્હને ઉનો લાગે છે.

### ચેટી

કુમારીબા! એનો દોષ મા કાઢો.

જો કે એ છે જાતે ચન્દનપલ્લવરસ પરસે ઠંડો;
નિઃશ્વાસે જ ત્હમારા કદલીદલવાયૂ બને ઊનો.

### નાયિકા

(આંસુ લાવી) સખિ! આ પીડા ટાળવાનો કંઈ ઉપાય?

।

### ચેટી

એક જ–તેમનું અત્રાગમન.

( નાયક તથા વિદૂષક પ્રવેશ કરે છે. )

### નાયક

ભ્રાંતિ આશ્રમમાં થઈ નયનથી–જે શ્વેત ને શ્યામળાં,
જાણે ત્યાં મૃગચર્મ છે લટકતાં ડાળે બધાં વૃક્ષનાં;
તેણે પાસ ઉભેલ એ મુનિ છતાં વીંધ્યો કટાક્ષે પુરા,
હે પુષ્પેશ ! તું કેમ તો ફરી વૃથા ફેંકી રહ્યો બાણ આ ?

### વિદૂષક

કેમ ભાઇ ! ત્હમારૂં ધૈર્ય ક્યાં ગયું ?

### નાયક

વયસ્ય ! ધૈર્ય તો ઘણું ય છે—

ગાળી શું નહીં રાત્રિ ચન્દ્રધવલા ? ના પદ્મ ભુરાં સુધ્યાં ?
શું ના માલતીની સુગન્ધ વહતા વાયૂ પ્રદોષે સહ્યા ?
શું ગુંજારવ માખીનો સરવરે સુણ્યો ન મ્હેં પદ્મમાં ?
કે હું પ્રેમીજનો મહીં અધીર છું, એવું વદે છે સખા !

અથવા સત્ય કહ્યું ત્હેં—

સ્ત્રીહૃદયો પણ સ્હેતાં અનંગતા ક્યાં કુસુમશરો જ્યારે,
તો હું એ જ સહેતાં ગણાઉં સુધીર ન તુજ પાસે.

### વિદૂષક

આવી રીતે અધીરતા કબુલ કરી લઈ, એણે પોતાના દીલનો સંતાપ જાહેર કરી દીધો. હવે તેને મ્હારે કેવી રીતે શાન્ત કરવો ?

(પ્રકાશ) અરે વયસ્ય! વડીલ સેવાનું કાર્ય આજે જરાવારમાં કેમ પતાવ્યું ?

નાયક

ત્હારો પ્રશ્ન ઉચિત છે. ત્હારા સિવાય બીજા કોને કહેવાય એવું છે ? જાણે કે આજે મ્હને એક સ્વપ્નું આવ્યું. એમાં મ્હે પેલી પ્રિયતમાને જોઇ. (આંગળી કરી) સ્હામેના ચન્દનલતાગૃહમાં એક ચન્દ્રમણિશિલા પડેલી છે, એના ઉપર તે બેઠેલી હતી. મ્હને તો એ પ્રણયકુપિતા લાગી. જાણે મ્હને મહેણાં દેતી દેતી રડતી ન હોય–એવી મ્હેં એને જોઇ. સ્વપ્નામાં આ પ્રમાણે પ્રિયાનો સંગ અનુભવ્યો; એથી આ સ્થાન મ્હને રમ્ય લાગે છે. બાકીનો દિવસ અહીં જ ગાળવા ધાર્યો છે. ચાલો ! આપણે એ તરફ જઇએ.

વિદૂષક

પધારીએ (આગળ વધે છે).

ચેટી

(કાન માંડીઃ ગભરાતાં) રાજકન્યા ! કોઇનાં પગલાં સંભળાય છે.

નાયિકા

(ગભરાટમાં) અલિ ! મ્હારા આવા ઢંગ જોઈ કોઈ મ્હારી કીંમત કરશે. ઉભી થા. આ રાતા અશોકના ઝાડ પાછળ છૂપાઈ જઇએ. જોઇએ કે તે કોણ છે ? (તેમ કરે છે.)

વિદૂષક

વયસ્ય ! આ પેલું ચન્દનલતાગૃહ. ચાલો ! અન્દર જઇએ.
(પ્રવેશ કરવાનો અભિનય કરે છે).

નાયક

( નિરીક્ષણ કરી )
ના આ લતાગૃહ પ્રિય છે જો કે ચન્દ્રમણિશિલા એમાં;
મુખેન્દુ શૂન્ય જ જાણે ઇન્દુ વિનાની નિશા જેવું.

ચેટી

( નાયકને જોઈ ) રાજબાલા ! અભિનન્દન ! ત્હમારા પ્રાણવલ્લભ પધાર્યા.

નાયિકા

( જોઇને હર્ષથીઃ શરમાતી ) સખિ ! આમને જોઇ મ્હને તો બહુ જ શરમ આવે છે. મ્હારાથી અહીં નથી ઉભા રહેવાતું. કદાચ મ્હને એ જોઇ જશે. ચાલ, ચાલ, બીજે જઇએ ( કંપતાં, પગલું ભરી ) સખિ ! મ્હારૂં ડાબું અંગ ફરકે છે.

ચેટી

( હસીને-વ્યંગમાં ) વાહરે બહાદુર ! અહીં ઉભે ઉભે ત્હને કોણ જોઈ જવાનું છે ? આગળ આ રાતો અશોક છે એ વાત કેમ ભૂલી જાય છે ? અહીં જ ઉભી રહે.

વિદૂષક

( નિરૂપણ કરી ) વયસ્ય ! આ ચન્દ્રમણિશિલા કે ?

નાયક

( આંસુ લાવી નિઃશ્વાસ નાંખે છે ).

ચેટી

રાજબાલા ! વાર્તાલાપ થાય છે. અહીં જ છૂપાઇને ધ્યાન દઈ સાંભળીએ. ( બન્ને સાંભળે છે ).

વિદૂષક

( હલાવીને ) અરે મિત્ર ! પેલી ચન્દ્રમણિશિલા આ કે ?

નાયક

ઠીક ઓળખી કાઢી ( આંગળી કરી )—

શશિમણિશિલા પેલી આ તો જહીં મુખપાંડુરા,
કરકમલમાં મૂકી માથું અતીવ વિમાસતાં;
સ્ફુરિત અધરા મોડું થાતાં મ્હને કુપિતા થતાં;
મન નિયમતી જોઈ મ્હારી અરે ! રડતી પ્રિયા.

ચાલો. એ જ ચન્દ્રમણિશિલા પર બેસીએ.

( બન્ને બેસે છે ).

નાયિકા

( વિચારમાં પડી ) સખિ ! વળી આ બીજી કોણ હશે ?

ચેટી

રાજનંદિનિ ! જેમ આપણે છુપાઇને એમને જોઈ રહ્યાં છીએ, તેમ તમને પણ એમણે જોયાં હોય એમ કેમ ન બને ?

નાયિકા

વારુ. પણ આ તો પ્રણયકલહે રીસાએલી પ્રણયિનીની વાતો કરે છે, તેનું કેમ ?

ચેટી

કુમારિ ! આવી શંકાઓ ન કરો. ચાલો આગળ સાંભળો.

વિદૂષક

( મનમાં ) આવી વાતોમાં આને રસ પડતો જણાય છે. થવા દો ત્યારે. હું પણ એની પાસે એ જ વાત કઢાવું. ( પ્રકાશ ) વયસ્ય ! એને રડતી જોઈ ત્હેં શું કર્યું ?

નાયક

બન્ધુ ! મ્હેં કહ્યું કે—

વારિબિન્દુ ઘણાં ફેર્યાં મુખચન્દ્રોદયે ઝરી,
અશ્રુવારિ થકી છાંટી ચન્દ્રકાન્તશિલા સખિ !

નાયિકા

( રોષથી ) અલિ ચતુરિકા ! હવે કાંઈ રહ્યું છે સાંભળવાનું ? ચાલ, જતાં રહીએ.

ચેટી

( હાથ ઝાલીને ) કુમારિ ! આમ ન બોલો. ત્હમને એક વાર જોયા પછી એ બીજાની વાતો કરે એ મ્હારા માન્યામાં નથી આવતું. માટે વાત પૂરેપૂરી સાંભળવી જોઇએ.

નાયક

બંધુ ! મ્હને એમ થાય છે કે જાણે તેને આ શિલા પર ચિતરૂં. એથી મ્હારા દીલને કંઇક વિનોદ થશે. જા. સ્હામેના ગિરિશૃંગ ઉપરથી મનઃશિલાના કકડાઓ લઇ આવ.

વિદૂષક

જેવી આર્યની આજ્ઞા. ( આમ તેમ ફરી કકડાઓ લઇ આવી ) ત્હમે તો મ્હને એક રંગ લઇ આવવાનું કહ્યું હતું પરન્તુ આ પર્વત ઉપરથી મ્હને પાંચ જાતના રંગ મળી આવ્યા; તે સર્વે હું અહીં ઉપાડી લાવ્યો છું. લો. ચિતરો જોઉં—

( સર્વ કકડા આપે છે ).

નાયક

બન્ધુ ! ઠીક કર્યું. ( રંગ લઇ, શિલા પર પ્રિયાની છબી દોરી રોમાંચ અનુભવતો ) જો-જો.

સંપૂર્ણ બિમ્બ શોભાધર નયનોત્સવશશાંકની પેઠે;
દયિતામુખ આનન્દે રેખાના પ્રથમ દર્શે.

( ચિતરે છે ).

વિદૂષક

( આશ્ચર્યથી નિહાળી ) કેટલું સરસ ! એ પરોક્ષ છતાં ત્હમે કેટલી સારી રીતે આલેખી શક્યા ?

નાયક

( સ્મિત કરી ) વયસ્ય !
જાણે ઉભી પ્રિયા સ્હામે ધારતાં કલ્પના વિષે;
દોરૂં આછી છબી એની એમાં વિસ્મય શો ત્હને ?

નાયિકા

( નિઃશ્વાસ નાંખી; આંસુ લાવી ) ચતુરિકા ! જાણ્યું કે વાતોનું રહસ્ય ? ચાલ મિત્રાવસુને જઇ મળીએ.

ચેટી

( ખેદથી સ્વગત ) અરેરે ! આના બોલવા ઉપરથી તો જાણે એને જીવનવૈરાગ્ય થયો હોય તેમ જણાય છે. ( પ્રકાશ ) રાજનન્દિનિ ! આપણી મનોહારિકા ત્યાં જ ગઈ છે. કદાચ કુમાર મિત્રાવસુ અહીં જ આવતા હશે.

( મિત્રાવસુ પ્રવેશ કરે છે )

મિત્રાવસુ

મુરબ્બી પિતાજીની આજ્ઞા થઇ છે કે “ વત્સ મિત્રાવસુ ! સહવાસથી આપણે જીમૂતવાહનની પરીક્ષા કરી ચૂક્યા છીએ. સર્વ રીતે એ યોગ્ય વર છે. માટે તેમની પાસે જઇ પુત્રી મલયવતીનું

માગું કર. પરન્તુ સ્નેહપરવશતાથી હું પણ કંઈ અનેરો ભાવ અનુભવું છું કારણ કે—

એ વિદ્યાધરવંશભૂષણ ખરો જ્ઞાની ગણાયો બધે,
વિદ્યા-યૌવન-શૌર્ય-ધારી વિનયી, જોડી જડે ના રૂપે;
કિન્તુ એ કરુણાથી પ્રાણ ત્યજતો પ્રાણી તણા રક્ષણે,
એને બ્હેન વરાવતાં અતિ ઘણો આનન્દ ને શોક છે.

મ્હને ખબર મળી છે એ પ્રમાણે જીમૂતવાહન ગૌરીના મંદિર પાસે આવેલા આ ચન્દનલતાગૃહમાં વિરામ કરે છે. આ રહ્યું એ ચન્દનલતાગૃહ. ચાલો. પ્રવેશ કરૂં ( પ્રવેશ કરે છે )

### વિદૂષક

( ગુંચવાયો હોય તેમ જોઇ ) ઓ ભાઇ ! આલેખેલું કન્યાચિત્ર કેળના પાનાથી ઢાંકી દો. સ્હામેથી સિદ્ધયુવરાજ મિત્રાવસુ આવતા જણાય છે. કદાચ એમની નજર પડશે.

### નાયક

( કદલીપત્રથી ચિત્ર ઢાંકે છે )

### મિત્રાવસુ

( પ્રવેશ કરી ) કુમાર ! મિત્રાવસુ પ્રણામ કરે છે.

### નાયક

( ઉંચું જોઇ ) પધારો મિત્રાવસુ ! ઠીક આવી ચઢયા. આસન પર વિરાજો.

### ચેટી

રાજબાલા ! કુમાર મિત્રાવસુ આવી પહોંચ્યા.

નાયિકા

ચાલો ! ઠીક થયું.

નાયક

કેમ મિત્રાવસુ ! સિદ્ધરાજ વિશ્વાવસુ ખુશી તો ખરાને ?

મિત્રાવસુ

હાજી. પિતાજી આનન્દમાં છે. એમની જ ઇચ્છાથી અત્યારે આપની પાસે આવ્યો છું.

નાયક

મહારાજનો શો આદેશ છે ?

નાયિકા

હાશ ! પિતાજીનું મન પણ જણાશે.

મિત્રાવસુ

શિરછત્ર કહાવે છે કે સિદ્ધલોકના જીવનરૂપ અમારી એકની એક મલયવતી નામની પુત્રી છે, તે આપ સ્વીકારો એવી તેમની ઇચ્છા છે.

ચેટી

( મજાકથી હસી ) હવે કેમ નથી ચીઢાતાં ? બાઇસાહેબ !

નાયિકા

( જરા હસી, લજ્જાથી નીચું જોઇ ઉભી રહે છે. ) અલિ ! મ્હને હસે છે શું કરવા ? એમણે તો બીજીને ક્યારનું યે હૃદય દઈ દીધેલું છે. આમ ભુલે છે કેમ ?

નાયક

( બાજુએ ) બન્ધુ ! ધર્મસંકટ આવ્યું હોં !

### વિદૂષક

( બાજુએ ) ભાઈ! ત્હારી વાત સ્હમજ્યો. ત્હારૂં મન બીજે ક્યાં ય નહિ લાગે. ગમે તેમ જવાબ આપી આને વિદાય કર–એટલે પત્યું.

### નાયિકા

( રોષથી મનમાં ) કોણ ન્હોતું જાણતું તે ?

### નાયક

મિત્રાવસુ ! ત્હમારો પ્રશસ્ય સંબંધ કોણ ન ઇચ્છે ? પરન્તુ એક સ્થાને રોકાયલું મન બીજે કેવી રીતે પ્રેરાય ? તેથીજ પાણિ-ગ્રહણ કરવા દિલ પાછું હઠે છે.

### નાયિકા

( મુર્છાનો અભિનય કરે છે. )

### ચેટી

કુમારીબા ! સાવધ થાવ. સાવધ થાવ.

### વિદૂષક

ખરેજ ! અમારા મિત્ર પરાધીન છે; એટલે અમને વિનવ્યે શું વળે ? એમના વડીલોની સંમતિ મેળવો તો ઠીક પડે.

### મિત્રાવસુ

( મનમાં ) બરાબર છે. એ વડીલનું વચન ઉથાપતા નથી. એમનાં વડીલો પણ ગૌરીના આશ્રમમાં જ આવી વસ્યાં છે. લાવ, ત્યાં જઈ એમના પિતાજી પાસે મલયવતીનું માગું સ્વીકારાવું.

### નાયિકા

( સચેત થાય છે. )

### મિત્રાવસુ

( પ્રકાશ ) અમારી વિજ્ઞપ્તિનો સ્પષ્ટ અનાદર કરવામાં કુમારશ્રીને પોતાને કંઈ ખાસ કારણ હોવું જ જોઇએ.

### નાયિકા

( રોષથી ) અનાદર રૂપ અપમાન પછી કુમાર મિત્રાવસુ હજી એમને કેમ વિનવી રહ્યા છે ?

( મિત્રાવસુ જાય છે. )

### નાયિકા

( મનમાં, આંસુ લાવી, પોતાના શરીર તરફ જોઇ ) દુર્ભાગ્યડંખે કલંકિત થઈ અત્યંત દુઃખ પામી, આ પ્રાણ ધારણ કર્યે શું ફલ ? લાવ, આ અશોક ઉપરની અતિમુક્તલતાથી ફાંસો ખાઇને દેહ પાડી નાંખું ... હા હા ! એમ જ કરવા દે. ( ખોટું હાસ્ય ધારી, પ્રગટ રીતે ) અલિ ! જો જોઇએ, મિત્રાવસુજી દૂર ગયા કે કેમ ? એમ હોય તો હું પણ અહીંથી જાઉં.

### ચેટી

જેવી રાજબાલાની આજ્ઞા ! ( થોડેક જઇઃ મનમાં ) આના હૃદયમાં મ્હને તો બીજો જ ભાવ વરતાય છે. હું તો કંઈ એ નથી જતી. અહીં જ છૂપાઇને જોઉં. એ શું કરે છે તે સત્વર જણાઈ આવશે.

### નાયિકા

( ચારે બાજુ નજર નાંખી હાથમાં પાશ લઇ અશ્રુ સારતાં ) હે ભગવતિ ગૌરિ ! આ ભવમાં તો ત્હારી મહેર ન મળી પરન્તુ આવતા ભવમાં આવી દુઃખી ન થાઉં એટલી કૃપા કરજે. ( ગળે ફાંસો ખાય છે. )

### ચેટી

( જોઇને ગભરાટમાં ) બચાવો ! કોઈ છે કે ? આવો ! આવો ! બચાવો ! આ રાજકન્યા ગળે ફાંસો ખાય છે.

નાયક

(ભુમરાણુથી દોડી આવી) ક્યાં છે ? ક્યાં છે ?

ચેટી

આ અશોક પાછળ.

નાયક

(વિલોકતાં: હર્ષથી) આ તો મ્હારી જ પ્રિયતમા ! (નાયિકાનો હાથ ઝાલી પાશ ખુંચવી લે છે)

નહિ નહિ કદી શોભે સાહસી કાર્ય આથી,
કર દૂર કર ત્હારા પલ્લવોશા લતાથી;
ફુલ પણ લણવાને જે નહિ રાજી તેણે,
કયમ કરી જીવ ફાંસો ખેંચીને રે હણાશે ?

નાયિકા

(મુંઝાઇને) અરે ! આ કોણ વળી ? (બરાબર નીહાળતાં જ હાથ રોષથી તરછોડી નાંખે છે) અરે ! છોડી દો ! છોડી દો ! મ્હારા હાથને છોડી દો. મ્હને અટકાવનાર ત્હમે વળી કોણ ? મરવામાં પણ ત્હમારી યાચના કરવી રહી ?

નાયક

સોહે હારાવલિ તેવા કંઠે જે પાશ ફાંસતો;
ગુન્હેગાર ઝલાયો તે હાથ ના એમ છૂટતો.

વિદૂષક

(ચેટી પાસે જઇ) કહેશો બાઈ ! આમને આમ આપઘાત કરવાનું કાંઈ કારણ ?

ચેટી

કારણ ? કહું ? ત્હમારા આ પ્રિયમિત્ર.

નાયક

શું હું ! એમના આપઘાતનું કારણ હું ?......નથી સમજાતું.

વિદૂષક

બાઈ ! એ બનેજ કેમ ?

ચેટી

( આવેશ પૂર્વક ) આ ત્હમારા મિત્રે પેલી શિલા પર પોતાની કોઇ પ્રાણવલ્લભા ચિતરી હતી ખરૂં ને ? મિત્રાવસુજીએ જ્યારે અમારી આ રાજકન્યા માટે માગું કર્યું ત્યારે એ ચિત્રકન્યાના પક્ષપાતી થઈ આમનો અનાદર કર્યો. બસ એ જ નિરાશા. એ જ આપઘાતનું કારણ.

નાયક

( હર્ષથી મનમાં ) શું આજ વિશ્વાવસુની કન્યકા મલયવતી ! ખરેખર ! રત્નાકર વિના ચન્દ્રલેખા ઉદ્ભવે જ ક્યાંથી ? અફસોસ ! જરા ભૂલ ખાધી.

વિદૂષક

એમ હોય તો મ્હારા મિત્ર બિનગુન્હેગાર છે. એમણે તો આમની જ પ્રતિકૃતિ દોરી છે. છતાં ય મ્હારા વચનમાં વિશ્વાસ ન પડતો હોય તો જાતે જઇને જોઇ લ્યો.

નાયિકા

( હરખે ભરી, શરમાતી, નાયકને જોતી, હાથ ખેંચે છે. )

નાયક

( મૃદુ હસી ) નથી મૂકવાનો. શિલાપટે ચિતરેલી મ્હારી હૃદય-વલ્લભા જુઓ–પછી જ.

### વિદૂષક

( સર્વ ચન્દનલતાગૃહમાં પ્રવેશ કરે છે. )

( કેળનું પાનું દૂર કરી ) જુઓ બાઇ ! નિહાળો, આ જ એમના ઉરે વસ્યું પ્રિય જન !

### નાયિકા

અલિ ચતુરિકા ! જાણે મ્હને જ ચિતરી છે !

### ચેટી

( ચિત્રમાંની આકૃતિ તથા નાયિકાને જોઇ ) રાજનન્દિનિ ! ' મ્હને ચિતરી છે ' એમ કેમ કહો છો ? ત્હમારા બેમાં તો સંપૂર્ણ સામ્ય છે. આ મણિશિલા પર આપનું પ્રતિબિમ્બ પડ્યું છે કે આપની એ તસ્વીર છે એ ભેદ જ નથી ઉકેલાતો !

### નાયિકા

( હસીને ) સખિ ! ચિત્રમાં મ્હારી આકૃતિ જોતાં આમણે મ્હને સજ્જડ થાપ આપી હોં !

### વિદૂષક

હા ! હા ! ત્હમારો ગાન્ધર્વવિવાહ થઈ ગયો. હવે એમનો હાથ છૂટો કરો. જુઓ ! સામે કોઇ ઉતાવળું ઉતાવળું આવે છે.

( જરા હસી હાથ છૂટો કરે છે. )

( ચેટી પ્રવેશ કરે છે. )

### ચેટી

( હર્ષથી એકાએક આવી પહોંચી ) અભિનન્દન ! કુમારી બા ! અભિનન્દન ! કુમાર જીમૂતવાહનના વડીલોએ આપનો મનોરથ સિદ્ધ કર્યો. હવેથી ત્હમે રાજકન્યકા મટીને કુમાર જીમૂતવાહનનાં ગૃહ-રાણી થશો.

### વિદૂષક

(નાચતાં) હો! હો! હા! હા! પુરાયા કોડ મિત્રના! અરે! ના! ના! શ્રીમતી મલયવતીના મનોરથ સફલ થયા! એમ પણ નહિં. એમાંથી કોઇના ય નહિં. (ભોજનનો અભિનય કરી) મ્હારા એકલાના. હં! મ્હારા–બ્રાહ્મણના.

### ચેટી

(નાયકને ઉદ્દેશી) આપના વિવાહોત્સવનું મંગલ કાર્ય અત્યારે જ શરુ કરવાનું છે; એટલે આપને જલ્દી તેડી લાવવા મ્હને યૂવરાજ મિત્રાવસુજીએ ફરમાવ્યું છે; તો ચાલો! જઇએ.

### વિદૂષક

આહ! આ તો ચાલી. દાસીપુત્રી! એમને પણ સાથે લઈ ગઇ. હવે વયસ્યે પણ અહીં શાને રોકાવું?

### ચેટી

અરે મહારાજ! ઉતાવળ ન કરો. ત્હમારે પણ સ્નાનની તૈયારી છે.

### નાયિકા

(પ્રેમથી, શરમાતી શરમાતી, નાયકને જોતી, સર્વની સાથે દૂર થાય છે)

(નેપથ્યે વૈતાલિક ગાય છે)

વૃષ્ટિ પિષ્ટાતકોની મલયગિરિવરે જ્યોતિ મેરૂનોં દેતી,
પ્રાતઃકાન્તિ પ્રસારે દિનકર નમતાં ધૂલીં સિન્દૂર કેરી;
ગાનો સિદ્ધાંગનાનાં નૂંપુરરવ સહે ગાજતાં આ મધુરાં,
એ સર્વે સિદ્ધિ બોલે તનમનરથની કે કથે સ્નાન વેલા.!

**વિદૂષક**

( શ્રવણ કરી ) વયસ્ય ! કેવું સદ્ભાગ્ય ! સ્નાનનું નિમંત્રણ થયું.

**નાયક**

( હર્ષથી ) મિત્ર ! એમજ છે તો અહીં શાને રોકાવું ? ચાલો, આપણે પણ પૂજ્ય વડીલોને વંદન કરી સ્નાનભૂમિએ જઇ પહોંચીએ.

અન્યોન્યે નેહ પોષે સમાન વય, રૂપ, રાગ, કુળ, પણ જ્યાં;
સંબન્ધો એવા તો કોક જ અતિ પૂણ્યશાળીના—

( સર્વે જાય છે )

**બીજો અંક સમાપ્ત**



## અંક ત્રીજો.

( સુરાના નશામાં ચકચુર થઈ, હાથમાં તેનો જામ રાખી, વિચિત્ર ને વિહ્વલ વેશવાળો વિટ, અને સુરાનું પાત્ર ખભે ઉચકી ચાલતો ચેટ પ્રવેશ કરે છે ).

### વિટ

( હર્ષથી )

નિત્યે કરે નશો જે સાધે જે સંગ દયિતદયિતાના;
માનું એ બન્નેને હલધર ને પંચશર દેવ.

( દારૂના ઘેનમાં ઘૂણતો ) ખરે જ ! સફલ છે મ્હારો અવતાર ! ધન્ય છે શેખરકના જીવનને.

વક્ષઃસ્થળે દયિતા નીલોત્પલ સુરભિમદ્ય મુખડામાં;
પુષ્પમંજરી મુકુટે પ્રતિદિન આ સફલ કરે જીવ્યું.

( ઠોકર ખાતો ) અરે ! કોણ મ્હને ધક્કો મારે છે ? ( હર્ષથી ) અવશ્ય નવમાલિકા જ મ્હારી મશ્કરી કરતી હશે.

ચેટ

શેઠજી ! નવમાલિકા બા હજી નથી આવ્યાં.

વિટ

( શોકથી ) પ્હેલે પ્હોરે જ મલયવતીબાના વિવાહનું મંગલકાર્ય પૂરૂં થઇ ગયું છે. છેક પરોઢિયું થયું, ત્હોય એ કેમ ન આવી ? ( વિચારીને, હર્ષથી ) પણ આજે તો મલયવતીના વિવાહના મંગલ પ્રસંગનો મહોત્સવ થનાર છે. એટલે તમામ સિદ્ધો ને વિદ્યાધરો પ્રિયા સાથે મદ્યપાનની મોજ માણવા કુસુમાકરોદ્યાનમાં ક્યારના ય પહોંચી ગયા હશે. કદાચ નવમાલિકા પણ મ્હારા પ્હેલાં જ ત્યાં પહોંચી મ્હારી વાટ જોઈ રહી હશે. ચાલ ! હું પણ ત્યાં જ જાઉં. નવમાલિકા વિના શેખરક સંભવે જ કેમ ?

( અથડાતો ને ઠોકર ખાતો ખાતો પ્રયાણ કરે છે )

ચેટ

આ બાજુ. શેઠજી ! આ બાજુ. કુસુમાકરોદ્યાન આ રહ્યું. અન્દર પધારો, મહાશય !

( બન્ને પ્રવેશ કરવાનો અભિનય કરે છે )

( વસ્ત્રો ખભે નાંખેલાં છે તેવા વેષે વિદૂષક પ્રવેશ કરે છે )

વિદૂષક

મ્હને ખબર મળી છે કે પ્રિય મિત્ર હમણાં જ કુસુમાકરોદ્યાન તરફ જનાર છે. ચાલ, હું પણ એ જ રસ્તો લઉં ! ( થોડું ચાલી, નિહાળતાં ) આ રહ્યો કુસુમાકરોદ્યાન. ચાલ, અન્દર જાઉં (પ્રવેશતાં જ મધુકરો પજવે છે ) અરે ! આ દુષ્ટ ભમરો મ્હારી ઉપર કેમ ભમે છે ? ( પોતાનું શરીર સુંઘી ) હં ! સમજાણુ પડી. હું તો જમાઈરાજનો પ્રિય મિત્ર ખરોને ? એટલે મલયવતીના સંબંધીઓએ બહુ બહુ વાનાં

ફરી મ્હારા શરીર પર સુગંધીદાર પદાર્થોનો લેપ કર્યો. વળી આ અલૌકિક પુષ્પોની મંજરી મ્હારે માથે ચઢાવી. ખરેખર! એ બધો આદર જ અત્યારે અવળો નીકળે છે. હવે હું શું કરૂં? મલયવતીએ આ રાતાં વસ્ત્રો આપ્યાં છે, એને સાલ્લા પેઠે ઓઢી, ઘુમટો તાણીને જવા દે! પછી જોઉં કે આ દુષ્ટ મધુકરો મ્હને કેવી રીતે સતાવી શકે છે? (તેમ કરે છે)

### વિટ

(નિરૂપણ કરી, હર્ષથી) અરે ચેટ! (આંગળીથી બતાવી, હસતાં) આ રહી નવમાલિકા! હું મોડો આવ્યો એટલે ગુસ્સે થઇ, ઘુમટો તાણી બીજી દિશામાં ચાલી. લાવ, એને આલિંગન દઇ મનાવી લઉં. (એકદમ ધસી જઇ, વિદૂષકને ગળેથી પકડી, તાંબુલ આપવાની ચેષ્ટા કરે છે)

### વિદૂષક

(સુરાગંધ સૂચવતો) છટ! છટ! દૂર થા. (નાક દાબી પીઠ ફેરવી) અરે! એક જાતના દુષ્ટ મધુકર પાસેથી માંડ માંડ છૂટયો ત્યાં વળી આ બીજા મધુપાન કરનાર પાસે ક્યાંથી આવી પડયો?

### વિટ

અરે! રોષથી અવળી કેમ ફરી ગઇ? હશે બાઇ! લાવો, ત્હમારે પગે પડું. હવે મનાઇ જાવ. (પ્રણામ કરી, વિદૂષકના પગ માથે મૂકી) માનો, નવમાલિકા! માનો.

(ચેટી પ્રવેશ કરે છે.)

### ચેટી

કુમારી મલયવતીબાનાં માતાજીની આજ્ઞા છે કે "અલિ નવમાલિકા! કુસુમાકરોદ્યાનમાં જા. માલણ પલ્લવિકાને કહેજે કે ઉદ્યાનમાંની

તમાલગલી આજે ખૂબ શોભિતી બનાવે; મલયવતીની સાથે જમાઇરાજ ત્યાં પધારનાર છે! પલ્લવિકાને તો હું કહી આવી. પરન્તુ એથી બિચારો શેખરક આખી રાતનો વિયોગી જ રહ્યો. તે કેટલો બધો આતૂર થઈ રહ્યો હશે ? લાવ ! પ્રિય શેખરકને શોધી કાઢું ( જોઇને ) આ રહ્યા શેખરક ! (રોષે ભરાઇ) આ તો કોઈ બીજી સ્ત્રીને મનાવી રહ્યા છે. જોઉં તો ખરી કે તે કોણુ છે ?

### વિટ

હે નવમાલિકે !

હરિહર બ્રહ્માને પણ પગે ન લાગ્યો કદાપિ જે માની,
તે શેખરક ત્હમારે શરણ નમે આમ તમ ચરણે.

### વિદૂષક

અરે ! દુષ્ટ નશાબાજ ! કયાં છે અહીં નવમાલિકા ?

### ચેટી

( નિહાળી, હસતી ) નશાના ઘેનમાં આર્ય આત્રેયને હું છું એમ માની આ શેખરક મનાવી રહ્યા છે. ચાલ, જરા દમ કસી બન્નેને બનાવું.

### ચેટ

( નવમાલિકાને જોઇ, શેખરકનો હાથ હલાવી, ) અરે શેઠજી ! મૂકી દો ! મૂકી દો ! ન્હોય એ તો નવમાલિકા બા ! એ તો આ આવ્યાં લાલ આંખે ધુરકતાં—

### ચેટી

( આવી પહોંચી ) શેખરક ! કોને મનાવો છો ?

### વિદૂષક

( ઘુમટો દૂર કરીને ) મને અભાગિયાને—

વિટ

( વિદૂષકને જોતાં રોષથી ઉભા થઈ જઇ ) અલ્યા વાનરમુખા! મ્હને ... શેખરકને ... બનાવ્યો? એ ય ચેટ! પકડ આને. હું નવમાલિકાને મનાવી લઉં.

ચેટ

જેવી શેઠજીની આજ્ઞા.

વિટ

( વિદૂષકને છોડી દઈ, ચેટીને પગે પડે છે ) કૃપા કરો, નવમાલિકા! ન રીસાવ!

વિદૂષક

(મનમાં) નાસી જવાનો ખરો લાગ છે (નાસી જવા ધારે છે)

ચેટ

( વિદૂષકને જનોઇથી પકડે છેઃ જનોઈ તૂટી જાય છે ) અલ્યા વાનરમુખા! ક્યાં નાસી જાય છે? ( ઉત્તરીય ગળે વીંટી ખેંચે છે.)

વિદૂષક

ઓ બાઇ! ઓ નવમાલિકા બ્હેન! જરા કૃપા કરો! મ્હને છોડાવોને!

ચેટી

( હસીને ) જમીન પર માથું મૂકી મ્હારે પગે પડો તો છોડાવું.

વિદૂષક

( રોષથી કમ્પતો ) હું ગંધર્વરાજનો મિત્ર—વળી બ્રાહ્મણ—ત્હારા જેવી દાસીને પગે પડું?

ચેટી

( આંગળીથી ધમકાવતી, હસતી ) હમણાં જ પગે લગાડું છું. શેખરક ! ઉભા થાવ ! હું ત્હમારા પર પ્રસન્ન થઇ છું. આ તો આપણા જમાઇરાજના પ્રિય મિત્ર છે; વળી બ્રાહ્મણ છે. એમનું ત્હમે અપમાન કર્યું છે. કુમારશ્રી મિત્રાવસુજી કદાચ આ વાત જાણશે તો ગુસ્સે થશે; માટે આદરથી એમનું સન્માન કરો.

વિટ

જેવી નવમાલિકાની ઇચ્છા. ( વિદૂષકને આલિંગન દઇ ) આર્ય ! આપ અમારા સંબંધી રહ્યા એટલે હું તો જરા હસતો હતો. ( માથું હલાવી ) આ શેખરકને શું દારૂડીઓ ધાર્યો ?

વિદૂષક

ના, ભાઇ ! ના.

વિટ

( હર્ષથી ) તો બસ. હવે હસવાનો ખેલ ખલાસ. ( ઉત્તરીયને ગોળ વાળી વિદૂષક માટે આસન બનાવે છે ) વિરાજીએ મહાભાગ !

વિદૂષક

ચાલો ! ઠીક થયું કે આનો નશો ઉતરી ગયો. ( બેસે છે )

વિટ

નવમાલિકા ! ત્હમે પણ આમની સાથે બેસો. ત્હમારૂં બન્નેનું હું સરખું સન્માન કરૂં.

ચેટી

( હસીને બેસે છે )

વિટ

રે ચેટ ! લે. ભર આ પ્યાલી સ્વાદિષ્ટ સુરાથી.

ચેટ

( પ્યાલી ભરવાનો અભિનય કરે છે )

વિટ

( માથેથી પુષ્પો લઇ, પ્યાલીમાં નાંખી, ઘુંટણે પડી નવમાલિકાને આપે છે ) હે નવમાલિકા ! અધરામૃતે પવિત્ર કરી આમને આપો.

ચેટી

( સ્મિત કરી ) વ્હાલા શેખરકની જેવી ઇચ્છા ! (તેમ કરે છે)

વિટ

( વિદૂષક આગળ પ્યાલી ધરી ) નવમાલિકાના મુખસ્પર્શથી આ સુરાની મીઠાશમાં કંઇ ઑાર વધારો થયો છે. એ પ્રસાદ મેળવવા આ શેખરક વિના હજી સુધી કોઇ જ ભાગ્યશાળી થયું નથી આ અનુપમ સુધાપાન સમોવડું સુરાપાન કરો. આથી ત્હમારૂં વધુ સન્માન શું કરૂં ?

વિદૂષક

( જુઠું હસી ) પણ શેખરક ! હું તો બ્રાહ્મણ છું.

વિટ

બ્રાહ્મણ !......ત્હમારી જનોઇ ક્યાં ?

વિદૂષક

( શરીરપર યજ્ઞોપવિતની શોધ કરી ) એ તો આ ચેટે ખેંચી ત્યારે તૂટી ગઇ.

### ચેટી

( હસી ) એમ છે તો જરા વેદનો મંત્રોચ્ચાર કરો જોઉં.

### વિદૂષક

બાઈ! સુરાગંધથી મ્હારા વેદમંત્રો પણ રૂંધાઇ ગયા છે. પણ ત્હમારી સાથે વિવાદ શા ? લ્યો. આ બ્રાહ્મણ ત્હમારે પગે પડે છે. ( પગે પડવા જાય છે ).

### ચેટી

( અટકાવીને ) હાં ! હાં ! આર્ય ! એમ ન કરો. ( શેખરકને ) શેખરક ! આ ભાઈ ખરેખર બ્રાહ્મણ જ છે. ( વિદૂષકને પગે પડીને ) ખોટું ના લગાડશો હોં ! સંબંધી થયા એટલે જરા મજાક કરી.

### વિટ

લાવ ! હું પણ એમને મનાવી લઉં. ( પગે પડીને ) કૃપા કરો ! કૃપા કરો ! આર્ય ! નશામાં ને નશામાં જ મ્હેં આપનું અપમાન કર્યું છે. હું તથા નવમાલિકા હવે મધૂત્સવમાં જઇએ છીએ.

### વિદૂષક

બધું ય માફ છે. જાઓ ભાઇ ! સુખેથી સિધાવો. હું પણ પ્રિય મિત્રને જઈ મળું.

### વિટ

આર્ય ! તથાસ્તુ !

( નવમાલિકા સાથે વિટ અને ચેટ જાય છે ).

### વિદૂષક

હાશ ! હવે નિરાંત થઈ. આ બ્રાહ્મણ અકાળ મૃત્યુથી બચ્યો. દારૂડિયાના સંગથી હું દૂષિત થયો છું એટલે પ્રથમ સરોવરમાં સ્નાન

કરી આવું; પછી મિત્રને જઈ મળું (તેમ કરે છે: નેપથ્યે નજર નાંખી) પ્રિય બન્ધુ પણ આવી પહોંચ્યા. સ્વયં સ્વયંવરલક્ષ્મી સરૂપ આવી ન ઉભાં હોય એવાં મલયવતીનો હાથ ઝાલી પ્રિય મિત્ર આ તરફ આવતા જણાય છે. ચાલ ! હું પણ એમની સાથે થઈ જાઉં

(વિવાહવસ્ત્રોથી શૃંગારિત થયેલો નાયક મલયવતી તથા અન્ય ઘટતાં પરિજનો સાથે પ્રવેશ કરે છે.)

### નાયક

(મલયવતીને નિહાળી)

જોતાં દૃષ્ટિ નીચી ઢળે ધરણીએ, પૂછયે ન બોલે કદી,
શય્યામાં ફૂર્તો પાસુ વાળી, બલથી આલિંગતાં કમ્પતી;
જ્યાં શય્યાગૃહ બ્હાર જાય સખી ત્યાં સાથે જવા ઇચ્છતી,—
આવી છે પ્રતિકૂલ ત્હોય બનતી વ્હાલી નવોઢા સખી.

(મલયવતીને) પ્રિયે મલયવતિ !

હોંકારે દઇને પ્રતિવચન મ્હેં મૌને કરી સાધના,
ને દાવાનલ તાપથી શરીરને બાળ્યું હિમાંશુ તણા;
ત્હારૂં એક દિલેથી ધ્યાન ધરતાં ગાળ્યા દિનો મ્હેં ઘણા,
એવા એ તપના ફલે વદન આ આજે નિહાળું પ્રિયા !

### નાયિકા

(બાજુમાં) અલિ ચતુરિકા ! કેવળ દર્શનીય જ નથી પરન્તુ મીઠાં મીઠાં વેણ પણ વદી જાણે છે !

### ચેટી

(હસી) વાહરે ! બોલે બોલે દોષ દેનારી ! આમાં પ્રશંસા છે જ ક્યાં ? આ તો સત્ય બીના જ એ કહી રહ્યા છે.

નાયક

ચતુરિકા ! કુસુમાકરોદ્યાનનો માર્ગ બતાવ.

ચેટી

પધારીએ મહારાજ !

નાયક

(થોડું ચાલી. નાયિકાને) ધીમે ધીમે આવજો હો પ્રિયા ! કેમકે–

આપે છે સ્તનભાર દુઃખ કટિને શાને પછી હાર આ ?
કમ્પે શ્રોણીભરાવથી ઉરુયુગો શાને પછી મેખલા ?
જંઘાચાલન કષ્ટ દે ચરણને શાને પછી નૂપુરો ?
અંગે અંગ વિભૂષણો તવ સખિ ! શાને પછી ભૂષણો ?

મહારાજ ! આ રહ્યું કુસુમાકરોદ્યાન, અન્દર પધારો.

(સર્વે પ્રવેશ કરે છે.)

નાયક

(ચારે તરફ જોઇ) અહો કેવી રમણીયતા કુસુમાકરોદ્યાનની ?

લાદી ઠંડી કરે છે શિતલ રસ ઝરી ડોલતાં ચંદનોથી,
નાચે જોતાં ફુવારા મયૂર અનુસરી સાંભળી નાદ ત્યાંથી:
યંત્રોથી ઉછળીને ઝટપટ ભરતો વૃક્ષનાં ખામણાંઓ,
રંગાયો સંગ થાતાં કુસુમરજ તણો પાણીનો પૂર વ્હેળો.

અને વળી—

ભરે શબ્દે ગીતે મધુકર નિકુંજો ગણગણી,
ભરે કાયા વસ્ત્રો કુસુમરજરંગે સુરભિથી,
પીએ ને પ્યારીને કુસુમ મધુ પાયે રસભર્યો ના,
બધી રીતે ભૃંગો મધુપમધુપો ભૃંગ બનીયા.

વિદૂષક

(આવી પહોંચી ) મહારાજનો જય હો ! શ્રીમતીનો જય !

નાયક

બન્ધુ ! વિલંબ કેમ થયો ?

વિદૂષક

હું તો ક્યારનો ય આવ્યો છું. કુતૂહલથી જ આટલી વાર આમ તેમ ભમતો હતો. આજે તો બધા લગ્નના મંગલ પ્રસંગે મહોત્સવ મહાલવામાં મચ્યા છે. સિદ્ધો ને વિદ્યાધરો ભેગા મળી સુરાપાન કરે છે. ચાલો ! આપ પણ આજની લીલા નિહાળો.

નાયક

ઠીક છે. ચાલો ! ( જોઇને ) બન્ધુ ! જો જો.

ધાર્યો હાર શરીર લેપ ધરતાં ભાસે હરિચન્દને,
વસ્ત્રો એ વિધરંગ છે ભૂષણનાં માણેકની જ્યોતિએ;
છાયા ચન્દનવૃક્ષની શીતલ છે, વિદ્યાધરો તે નીચે,
સિદ્ધો સાથ લઇ મધુપ મધુ લે પીતાં પ્રિયાથી વધે.

ચાલો ! આપણે પણ તમાલવીથિકામાં ફરીએ.

( સર્વે ફરે છે ).

વિદૂષક

આ રહી તમાલગલી. આ આર્યાનું વદન શરદના તાપે કરમાયું ભાસે છે. માટે આવો, બેસો આ સ્ફટિકની શિલા ઉપર.

### નાયક

વયસ્ય ! મુખ પ્રિયાનું શશિને જીતી કપોલકાન્તિએ,
તાપે સુરખી વધતાં ઇચ્છે શું કમલજય આજે ?

( મલયવતીનો હાથ ઝાલી ) પ્રિયે ! અત્રે જરા વિરામ કરો.

( સર્વ બેસે છે ).

### નાયક

( નાયિકાનું મુખ ઉંચું કરી જુએ છે ). પ્રિયે ! કુસુમાકરોદ્યાન જોવાના કુતૂહલે અમે આપને નાહક શ્રમ આપ્યો—

ત્હારી ભ્રૂ આ લતા જાણે અધરો બાલપલ્લવો,
મુખામ્બુજ ઇન્દ્રની વાડી, બીજાં તો માત્ર જંગલો.

### ચેટી

( સ્મિત કરતી વિદૂષકને ) સાંભળ્યું કે ? કુમારીબાનું કેવું વર્ણન થાય છે ?

### વિદૂષક

ચતુરિકા ! સફાઇ ન કરશો. અમારામાં પણ દર્શનીય વ્યક્તિઓ પડી છે. કેવળ મત્સરને લીધે જ કોઇ તેમનું વર્ણન નથી કરતું.

### ચેટી

( સ્મિત કરી ) લાવોને ! આર્ય ! હું ત્હમને વર્ણવું.

### વિદૂષક

( હર્ષથી ) નસીબ ખૂલ્યાં ! બાઇસાહેબ ! એટલી કૃપા જરૂર કરો. પછી આ મ્હારા મિત્ર પણ મ્હને કદાપિ વાનરમુખો કહી શકે નહિ.

ચેટી

આર્ય! વિવાહના જાગરણથી ત્હમારી આંખે ઉંઘ ભરાઇ હતી, ત્હમારી આંખો સ્હેજ ઢળેલી હતી, ત્યારે ત્હમે બહુ જ સુન્દર લાગતા હતા. અત્યારે પણ એમ બેસો, એટલે હું વર્ણવું.

વિદૂષક

( તેમ કરે છે )

ચેટી

( મનમાં ) કેવી આંખો મીંચી દીધી? તમાલપલ્લવના કાળા મેશ જેવા રસે તેમનું મોઢું કાળું કરવા દે. (ઉભી થઇ તમાલપલ્લવ તોડે છે: મસળી રસ કાઢે છે; નાયક ને નાયિકા વિદૂષક તરફ જુએ છે)

નાયક

મિત્ર! ધન્ય છે, અમે તો રહ્યા ને ત્હને વર્ણવવા માંડયો!

(ચેટી તમાલપલ્લવરસે વિદૂષકનું મોઢું કાળું કરે છે. નાયિકા નાયકના સ્હામું જોઈ સ્મિત કરે છે)

નાયક

(નાયિકાનું મુખ જોઇ)

પુષ્પ હાસ્યે ખીલ્યું ભાસે, પલ્લવે—અધરદ્વયે;
મ્હારાં નેત્રો ત્હને ભાળે, મુગ્ધાક્ષિ! ફલ ત્યાં વસે.

વિદૂષક

અરે ચેટિ! શું કર્યું આ?

ચેટી

કેમ? આપને વર્ણ...વ્યા!

### વિદૂષક

( મોઢા પર હાથ લગાડી જોતાંઃ રોષથી દંડ ઉગામી ) આઃ દુષ્ટ છોકરી ! શું કરૂં ! રાજકુલ છે ( નાયકને ) ત્હમારા બન્નેના દેખતાં પણ આ છોકરીએ મ્હને બનાવ્યો. હવે અહીં રહે શો માલ ? હું તો આ ચાલ્યો બીજે. ( જાય છે. )

### ચેટી

ખરે જ ! આર્ય આત્રેયને ખોટું લાગ્યું. લાવ ! પુંઠે જઇ મનાવું ( જવા માંડે છે. )

### નાયિકા

અલિ ચતુરિકા ! આમ એકલી મૂકી ક્યાં જાય છે ?

### ચેટી

( નાયકને બતાવી હસતાં ) આમ એકલી સદા ય રહે (જાય છે)

### નાયક

(નાયિકાનું વદન નિહાળી )

રવિ નિજ કરે સ્પર્શી જેને દ્યુતિ નિજ અર્પતો,
દશનકિરણો સ્ફુરી જ્યાંથી દિસે જ્યમ કેસરો;
અયિ ! વદન આ ત્હારૂં મુગ્ધે ! સરોજ ખીલ્યું દિસે,
મધુકર મધુ એનું પ્રીતે પીતો ન જણાય શે ?

( નાયિકા હસીને મુખ ફેરવી નાંખે છે. નાયક ઉપરની પંક્તિઓ ફરી ઉચ્ચારે છે )

( વચ્ચેથી પડદો દૂર કરી આવી )

### ચેટી

( એકદમ નજીક આવી ) આર્ય મિત્રાવસુજી કાંઈ કામસર કુમારને સત્વર મળવા માગે છે.

નાયક

પ્રિયે! ઘર તરફ વળો. મિત્રાવસુને મળી હું પણ આવી પહોંચું છું.

( નાયિકા ચેટી સાથે જાય છે. મિત્રાવસુ પ્રવેશ કરે છે )

મિત્રાવસુ

માર્યા વિના રિપુને કહું કેમ હું જીમૂતવાહનને;
હા! નિર્લજ્જ બનીને: 'હર્યું રાજ્ય તો રિપુએ,'

કહ્યા સિવાય પાછા વળવું એ પણ ઠીક નહિ. ચાલ કહી જ દઉં. ( પાસે જાય છે. )

નાયક

( મિત્રાવસુને જોઈ ) મિત્રાવસુ! આવો. અહીં વિરાજો.

મિત્રાવસુ

( બેસે છે )

નાયક

( જોઈને ) મિત્રાવસુ! અકળાયલા કેમ જણાવ છો?

મિત્રાવસુ

દુષ્ટ મતંગથી વળી અકળાવું કેવું?

નાયક

કેમ? કેમ? મતંગે શું કર્યું?

મિત્રાવસુ

ત્હમારૂં રાજ્ય જીતી લીધું: હાથે જ વિનાશ વ્હોરી લીધો.

નાયક

( હર્ષથી, સ્વગત ) પ્રભુ કરે ને આ વાત સાચી હોય.

મિત્રાવસુ

'એનું નિકંદન કાઢ' એવી કુમારશ્રી મ્હને આજ્ઞા આપો એટલે બસ, કિમ્ બહુના—

ખેડી ઉંચે ઉડીને વિયતપથ વિષે સૌ વિમાનો છવાઇ,
ઢાંકી વર્ષાની પેઠે દિનકરકિરણો શ્યામતા દૈ પ્રસારી;
દોડ્યા સિદ્ધો તવાજ્ઞા શિરધરી સમરે, કે મુઓ ત્યાં મતંગે,
ને બીજા સૌ ડરીને તુજ ચરણ વિષે રાજ્ય આખું ધરી દે.
અરે ! પણ શું કામ છે સૈનિકોનું ?

જો એકલો પણ ધસી અસિ ખેંચું વેગે,
છૂટે સહસ્ર કિરણો વિકરાળ ભાસે;
જાણે મતંગ હરિની સપડાય ફાળે,
માનો મતંગ પણ એમ હણાય યુદ્ધે.

નાયક

( કાન દાબી દઈઃ મનમાં ) અરરરર ! ઘણાં જ દારૂણ વચનો. લાવ, જરા ચણો ચાંપી જોઉં ( પ્રકાશ ) મિત્રાવસુજી ! એટલું ય શા કાજે ? તમ સરખા વીરનાં પરાક્રમ આથી ય અદકાં છે. પરન્તુ–

જે નર દેહ પરાર્થે માગ્યા વિના ય દયા થકી અર્પે;
તે નર સ્વરાજ્ય માટે પ્રાણીહિંસા નહિ જ ચાહે.

વળી ક્લેશ સિવાય અન્ય કોઇ પણ પ્રતિ મ્હારે વૈરભાવ નથી. મતંગે તો મ્હારૂં ગમતું કર્યું છે. રાજ્યને કાજે હાથે કરી ક્લેશમાં સપડાયલા એ બિચારા મતંગની આપણે તો દયા ખાવી જોઇએ.

મિત્રાવસુ

( આવેશમાં તુચ્છકારનું હસી ) ઉપકારી ને કૃતઘ્ની મનુષ્ય પર દયા કરવી કેમ ન ઘટે ?

નાયક

(સ્વગત) આને રોમેરોમ ક્રોધ વ્યાપી ગયો છે. અત્યારે તેનું નિવારણ થવું મુશ્કેલ છે. તો ચાલ, વાત બીજે વાળું (પ્રકાશ) મિત્રાવસુ ! ઉભા થાવ ! ચાલો, અન્દર જઈએ. પછીથી બધું ય સમજાવીશ. દિવસ પણ પૂર્ણ થવા આવ્યો છે. જુઓ—

નિદ્રાના બન્ધમાંથી દિન દિન ઉદયે પદ્મને જે હસાવે.
આશા પૂરે હમેશાં નિજ કિરણ થકી વિશ્વને સૌખ્ય આપે;
સંધ્યાએ સિદ્ધ લોકો નિરખી સ્તુતિ કરે અસ્ત પામે છતાં યે,
એવો છે શ્લાઘ્ય ભાનૂ પરહિત કરવા જે હમેશાં પ્રયાસે.

(સર્વ જાય છે)

ત્રીજો અંક સમાપ્ત.



# અંક ચોથો.

( હાથમાં રાતાં વસ્ત્રોની જોડ લઇ કંચુકી પ્રતિહાર સાથે પ્રવેશ કરે છે )

**કંચુકી**

અન્તઃપુરે સર્વ કરૂં વ્યવસ્થા,
પ્રતિપદે વિઘ્ન બધાં ય ટાળું;
છું વૃદ્ધ જો કે પણ દંડથી આ,
રાજા તણી વૃત્તિ બધી ય ધારૂં.

**પ્રતિહાર**

આર્ય વસુભદ્ર ! ક્યાં ચાલ્યા ?

**કંચુકી**

મલયવતી તથા જમાઇરાજ સારૂ દસ દિવસ સુધી આ રાતાં વસ્ત્રો લઇ જવાની કુમારશ્રી મિત્રાવસુજીનાં માતાજીએ આજ્ઞા કરી છે. રાજદુહિતા મલયવતી અત્યારે સાસરે છે. કુમાર જીમૂતવાહન યૂવરાજ મિત્રાવસુ સાથે સમૂદ્ર કિનારે ફરવા ગયા છે એવી ખબર મળી છે, એટલે રાજકુમારી પાસે જાઉં કે જમાઈરાજ પાસે જાઉં એના જ વિચારમાં છું.

## પ્રતિહાર

આર્ય ! રાજનંદિની પાસે જવું સારૂં. વેળા થવા આવી છે એટલે જમાઇરાજ પણ પાછા ફર્યાં હશે.

## કંચુકી

ઠીક કહ્યું હોં ! પણ સુનન્દજી ! ત્હમે કઈ તરફ ?

## પ્રતિહાર

મ્હને પણ મહારાજ વિશ્વાવસુએ આજ્ઞા કરી છે કે આ દીવાળી પછીના નવીન વર્ષના ટાંકણે મલયવતી તથા જમાઇરાજને ઉત્સવને અનુસરતું કાંઇ આપવું જોઇએ એ માટે રાજમંદિરે આવી નિર્ણય કરવા મિત્રાવસુજીને કહેવું. તેથી આર્ય ! ત્હમે રાજબાલા પાસે સત્વર સિધાવો. હું પણ યૂવરાજ મિત્રાવસુજીને બોલાવી લાવું.

( બન્ને જાય છે )

## વિષ્કંભક સમાપ્ત

( મિત્રાવસુ તથા જીમૂતવાહન પ્રવેશ કરે છે )

નાયક

શય્યા ઘાસની આસને શુચિ શિલા, વૃક્ષો નીચે વાસ, ને,
ઠંડુ પાન સદા ય નીરઝરણે, કન્દો ક્ષુધા ટાળી દે;
મિત્રોમાં મૃગલાં મળે વન વસ્યે—આવી બધું યે મળે,
દુ:ખી કો ન મળે પરોપકરણે-એ એક ત્યાં દોષ છે.

મિત્રાવસુ

(ઊંચે જોઇને) કુમાર! જલ્દી કરો, જલ્દી કરો, ભરતીનો સમય થયો.

નાયક

(સાંભળીને) ઠીક કહ્યું—

ઉછાળે જલકુંજરો સલિલને, વેગે પડે પાછું એ,
ગાજે આ પડછંદ ગેબી રવથી, કાંઠે ગુફાઓ વિષે;
હારોહાર તરંગ આ ઉછળતા લ્હેરા કરે કાનને,
લાવે શંખ અસંખ્ય શુભ્ર ઉદધિ-વેલા ચઢી આવશે.

મિત્રાવસુ

ખરે જ! છેક આવી પહોંચી. જુઓ—

કરિમકરોને શ્વાસે લવંગવાસિત તરંગ ઉછાળી;
ભરતી આ ધસી આવી અગણ્ રત્નકણ્ કર નચાવી.

માટે ચાલો ! ભરતીનો પટ છોડી ગિરિશૃંગ તરફ વળીએ.

(આમતેમ ફરતા દૃશ્ય નિહાળે છે)

નાયક

મિત્રાવસુ ! જુઓ ! જુઓ ! શરદનાં ફીકાં વાદળોએ મલય-શિખરો છાઈ દીધાં લાગે છે; તેથી તે હિમાદ્રિની કાંતિ ધારી રહ્યાં છે.

મિત્રાવસુ

કુમાર ! એ મલયશૃંગો ન્હોય. એ તો નાગનો અસ્થિપુંજ છે.

નાયક

(ખેદથી) અરે ! નાગનો એક સાથે સમૂળો નાશ શાથી થયો ?

મિત્રાવસુ

એમ નહિ કુમાર ! બધાયનું સાથે અવસાન નહિ થયેલું. સાંભળો ! પ્હેલાં શ્રી વિનતાનન્દન ગરુડ હમેશાં અહીં આવતા. પાંખોના પવનથી સિન્ધુજલને બે ભાગમાં વ્હેંચી નાંખી, નીચે રસાતલ જઈ એક એક નાગ ઉચકી લાવી ભક્ષ કરતા.

નાયક

(ઉદ્વેગથી) અફસોસ ! ઘણું જ ખરાબ કામ ! પછી...પછી ?

મિત્રાવસુ

નાગરાજ વાસુકિને લાગ્યું કે સમગ્ર નાગલોકનો એમ સત્વર વિનાશ થશે. એ ભયથી એમણે ગરુડને વિનવ્યા.

નાયક

(આદરથી) કે પ્રથમ મ્હારો ભોગ લ્યો ?

મિત્રાવસુ

અરે ! ના. ના.

નાયક

ત્યારે વળી ?

મિત્રાવસુ

કે " હે ગરુત્મન ! આપના આક્રમણથી ભયાકુલ થવાથી હજારો નાગપત્નીઓને ગર્ભપાત થાય છે. ન્હાનાં બચ્ચાંઓ પારણામાં જ પંચત્વ પામે છે. તમામ યોનિનો સમૂળો વિનાશ થવા બેઠો છે. એથી આપને પણ છેવટે નુકસાન જ છે. આપને તસ્દી આપવાનું નિમિત્ત જ દૂર કરૂં; સમૂદ્રતટે હંમેશાં એક એક નાગ મોકલી આપવા યોજના કરૂં તો કેમ ?"

નાયક

નાગરાજે કેવો ભયંકર ઉપાય શોધી નાગયૂથનું રક્ષણ કર્યું ?—

શું બે હજારે જીભમાંથી એકકે,
વાણી શુભા એમ વદી ન પ્રીતે;
" મ્હારો દઉં દેહ ગરુડ ! આજે
બાકી રહ્યા પન્નગ રક્ષવાને ?

પછી...પછી ?

મિત્રાવસુ

પક્ષિરાજે એ વાત માન્ય રાખી—

આવા ઠર્યા નિયમને કદિ ના ઉથાપે,
એકેકના ગરુડ નિત્ય જ પ્રાણ કાપે;
વર્ષો વહ્યાં, વળી વહે, વહશે ઘણાંયે,
હિમાદ્રિશૃંગ સમ અસ્થિ વધ્યા જ જાયે.

નાયક

આશ્ચર્ય !—

પાપનો પુંજ જે જાણો, કૃતઘ્ની જે, વિનાશી જે;
તુચ્છ તે દેહને માટે, મૂઢ પાપો કર્યા કરે.

કેવું મ્હોટું કષ્ટ ! નાગલોકની વિપત્તિ દૂર કરવી અશક્ય છે. ( મનમાં ) મ્હારો દેહ પાડી એકાદ નાગ રક્ષાય તોપણ કેવું સારૂં ?

( પ્રતિહાર પ્રવેશ કરે છે )

પ્રતિહાર

ગિરિશૃંગ ઉપર ચઢી આવ્યો; લાવ, મિત્રાવસુજીને શોધી કાઢું (આમ તેમ ફરે છે.) આ રહ્યા મિત્રાવસુજી. જમાઇરાજની સાથે જ ઉભા છે ને ? ( પાસે જઇ પ્રણામ કરી ) કુમારનો જય થાઓ !

મિત્રાવસુ

કેમ સુનન્દ ! અહીં ક્યાંથી ?

પ્રતિહાર

( કાનમાં કહે છે )

મિત્રાવસુ

કુમાર ! પિતાજી મ્હને બોલાવે છે.

નાયક

પધારો !

મિત્રાવસુ

અનેક વિઘ્નથી ભરેલો આ પ્રદેશ છે. કુતૂહલથી વધુ વાર ન રોકાશો.

( એમ કહી પ્રતિહારની સાથે જાય છે. )

નાયક

લાવ હું પણ પર્વતપટેથી ઉતરી દરિયા કિનારે ફરૂં.

( નીચે ઉતરે છે )

( નેપથ્યે ) હા ! પુત્ર શંખચૂડ ! ત્હારૂં બલિદાન દેવાતું મ્હારે જોવાનું ?

નાયક

( સાંભળીને ) અરે ! આ તો કોઇ વામાનો વિલાપ ! લાવ, પાસે જઇ 'એ કોણ છે ?' 'શો ભય છે ?' વગેરેથી માહિતગાર થાઉં.

( જાય છે ).

( શંખચૂડ પ્રવેશ કરે છે. પાછળ વૃદ્ધ માતા આક્રન્દ કરે છે. સાથે આવતા રાજકિંકર પાસે વસ્ત્રયુગલ છૂપાયલાં છે )

વૃદ્ધા

( રુદન કરી ) હા ! પુત્ર શંખચૂડ ! ત્હારૂં બલિદાન દેવાતું મ્હારે જોવાનું ? ( એની હડપચી પકડી ) આ મુખચંદ્ર વિના આપણે ઘેર-રે પાતાલમાં પણ–અન્ધકાર વ્યાપશે !

શંખચૂડ

અરે મા ! ત્હારી દુ:ખજનિત અતિવિહ્વલતાથી મ્હને અત્યંત પીડા થાય છે.

વૃદ્ધા

( ધારી ધારીને જોતી, પુત્રને પસવારતી ) હા, વ્હાલા પુત્ર ત્હારી દેહલતાએ સૂર્યનાં કિરણ સરખાં ય જોયાં નથી. ક્રૂર હૃદયી ગરુડ પણ આ સુકુમાર શરીરનો કેવી રીતે આહાર કરી શકશે ?

( ગળે વળગી પડે છે )

શંખચૂડ

માતાજી ! છાનાં રહો. જુઓ—

જન્મતાં બાલને પ્હેલી અંકે લે છે અનિત્યતા;
પછી દાઇ સમી માતા તો મૃત્યુશોક કાં વૃથા ?

(જવાનું કરે છે)

વૃદ્ધા

ઓ બેટા ! ઘડીક તો ઉભો રહે. ત્હારૂં મુખારવિન્દ તો જોવા દે.

કિંકર

ચાલો, કુમાર શંખચૂડ ! તમારાં માતુશ્રી તો ઘેલાં છે. રાજ-કાર્ય નથી સમજતાં.

શંખચૂડ

આર્ય ! આ આવ્યો.

કિંકર

(મનમાં) વધસ્થાન આવ્યું. આ રાતું વસ્ત્રયુગલ-વધ્યચિહ્ન અર્પી વધ્યશિલા બતાવું.

નાયક

(જોઈને) આ રહ્યાં પેલાં બાઇ ! (શંખચૂડને જોતાં) 'પુત્ર પુત્ર,' કરી રડે છે તેથી આ તેમનો જ પુત્ર હોવો જોઈએ. (ચારે બાજુ નજર કરતાં) પરન્તુ ભયનું કારણ ન સમજાયું. લાવ, એમની આકૃતની તપાસ કરૂં. પણ...વાતચીત ચાલતી હોય તેમ જણાય છે. કદાચ એથી જ ભરમ ભાગશે, આ વૃક્ષની પાછળ છૂપાઇ સાંભળું ! (તેમ કરે છે)

કિંકર

(આંસુ આણી, હાથ જોડી) કુમાર શંખચૂડ! હું નિષ્ઠુર તો લાગતો હોઇશ. પરન્તુ રાજાજીનો આદેશ એટલે લાચાર.

શંખચૂડ

ભદ્ર! મહારાજની શી આજ્ઞા છે?

કિંકર

નાગલોકના સ્વામી વાસુકી આજ્ઞા કરે છે કે—

શંખચૂડ

( મસ્તકે અંજલિ રચીઃ પૂજ્ય ભાવથી ) શી છે સ્વામીની આજ્ઞા?

કિંકર

આ રાતાં વસ્ત્રો પ્હેરી સ્હામેની વધ્યશિલા પર ચઢજો. એ નિશાનીથી ગરુડ પોતાનો ભક્ષ પારખશેઃ શિકારથી ક્ષુધા શાન્ત કરશે.

નાયક

અરે! આ શું? આ બિચારાને વાસુકિએ ત્યજી દીધો છે. ગરુડના આહાર માટે અહીં રવાના કરવામાં આવ્યો લાગે છે.

કિંકર

શંખચૂડ! લ્યો (વસ્ત્રો આપે છે)

શંખચૂડ

( માન સહિત ) લાવો, ( લઇને ) સ્વામીના આદેશને માથે ચઢાવું છું.

વૃદ્ધા

( પુત્રના હાથમાં વસ્ત્રયુગલ જોતાં, છાતી કુટતી ) હા વત્સ! આ શો વજ્રપાત! ( મૂર્છા પામે છે )

### કિંકર

ગરુડને આવવાની વેળા થઇ, ચાલ જલ્દી રવાના થાઉં. (જાય છે)

### શંખચૂડ

માતા ! સાવધ થા ! સાવધ થા !

### વૃદ્ધા

( સાવધ થઇ, વિલાપ કરતી ) હા જાત ! વ્હાલા બાળક ! હજારો મનોરથે પ્રાપ્ત થયેલા ! ભક્ત ! વિનયસાગર ! પૌર્ણિમાચન્દ્રશુ ત્હારૂં વદન ક્યાં ભાળીશ ? ( આલિંગન દઇ રડે છે )

### નાયક

( અશ્રુ સારતો ) અરેરે ! ગરુડની કેટલી નિર્દયતા ?
અશ્રુધાર શીં દોડતી નયનથી ! જીહ્વા થકી વાણી શી-
" ત્હારો રક્ષક કોણ ? બોલ ! " વદતી દિશા દશે ભાળતી;
જે આ બાલક અંકમાં વિહરતો તેવા જ ભક્ષે ગ્રહી,
તેનું વજ્ર તણું ગણું ઉર બધું—ચંચુ નહિ એકલી:

### શંખચૂડ

( દુઃખાવેગથી માતાનું હૃદય કદાચ ફાટી જશે એવી શંકાથી-માતાને )

જે અત્યંત દયાળુ સાર્થ કરતા 'અર્થી' તણી પ્રાર્થના,
જે કરુણાળુ નિજાર્થને ન ગણતા, બીજા તણા લાભમાં;
જે હંમેશ દુઃખી થતા પરદુઃખે-સૌ સાધુઓ તે ગયા.
માતા ! અશ્રુપ્રવાહ શાંત કરને-શા આ વિલાપો વૃથા ?

( સ્વહસ્તે માતાનાં અશ્રુ લોહી નાંખી ) માતા ! આમ કષ્ટાયે શો લાભ ? માતા ! સાવધ થાવ ! ધિરજ ધરો !

વૃદ્ધા

( આંસુ લાવી ) બેટા ! ધીરજ કેવી રીતે ધરૂં ? એકનો એક પુત્ર હોવાથી નાગાધિરાજ વાસુકીએ દયા આણી ત્હને જતો કર્યો ખરૂંને ? હા ' ક્રૂર યમરાજ ! ત્હમારા કઠોર હૃદયને વિશાળ વિશ્વમાંથી એક મ્હારો જ પુત્ર જડયો ? હા ' મંદભાગિની ! ત્હારૂં સર્વસ્વ લૂંટાઈ ગયું.

( ફરી મુર્છા પામે છે )

નાયક

( કરુણાથી )—

કંઠે છે જેહના પ્રાણ, ત્યજાયો છે સ્વબન્ધુથી,
તેને જો ના ઉગારૂં તો શ્રેય શું દેહને ધરી ?

લાવ, તેમની પાસે જાઉં.

શંખચૂડ

માતાજી ! શાન્ત થાઓ !

વૃદ્ધા

બેટા શંખચૂડ ! શાન્તિ અલભ્ય છે. સમસ્ત નાગલોકના રક્ષક સ્વયં વાસુકિએ જ ત્હારો ત્યાગ કર્યો તો બીજું ત્હને કોણ બચાવશે ?—

નાયક

( સત્વર પાસે જઇ ) હું બચાવીશ હું.

વૃદ્ધા

( ગભરાય છે; ગરુડ આવ્યો ધારી ઉત્તરીયથી પુત્રને ઢાંકી દે છે—નાયકને ) હે વિનતાનન્દન ! મ્હારો ભક્ષ કરો. નાગરાજ તરફથી આપનો આજનો આહાર હું છું.

નાયક

(અશ્રુભરી આંખે) અહો! કેવી પુત્રવત્સલતા!
ગરુડ આને જોશે પીડાયલી નિજ તનય તણા વ્હાલે,
હૃદય કઠણ એનું પણ ઉભરાશે, રતિ થકી ગળાશે.

શંખચૂડ

માતાજી! ત્રાસ ન પામો. જુઓ ન્હોય આ નાગશત્રુ—

ઝર્યું મહાપન્નગના શિરેથી,
તે લોહીથી ચાંચ કઠોર રંગી;
ક્યાં એ વિહંગાધિપ વૈનતેય?
ક્યાં આ વિનીતાકૃતિ સાધુ સૌમ્ય?

વૃદ્ધા

બેટા! ત્હારા અવસાનના ભયે હું તો આખા જગતને ગરુડમય જ માનું છું.

નાયક

માતા! બ્હીશો ના! હું તો એક વિદ્યાધર છું. ત્હમારા પુત્રનું રક્ષણ કરવાને જ આવ્યો છું. ધીરજ ધરો.

વૃદ્ધા

(હર્ષથી) વત્સ! વારંવાર એમ જ બોલ.

નાયક

માતા! ફરી ફરી કહ્યે શો લાભ? કર્મથી જ સિદ્ધ કરીશ.

વૃદ્ધા

(માથે હાથ મૂકી) બેટા! ચિરંજીવ!

નાયક

માતા ! મ્હને વધ્યનિશાન દોને !
પ્હેરી સુખે જાઉં ગરુડ પાસે;
આ બાલના જીવનરક્ષણાર્થે,
સ્વદેહ પાડું અરિભક્ષણાર્થે.

વૃદ્ધા

( કાન બંધ કરી ) અમંગલ દૂર થાઓ ! અરે કુલિન ! તું તો મ્હને શંખચૂડના જેટલો જ વ્હાલો છે. કુટુમ્બીજનોએ પણ તજી દીધેલા મ્હારા પુત્રનું રક્ષણ તું ત્હારો પોતાનો દેહ સમર્પીને કરવા માગે છે, એટલે તો એ પુત્રથી પણ પ્રિયતર છે.

શંખચૂડ

( ખેદથી ) અહો ! આ મહાનુભાવનું વર્તન તો જગતથી વિપરીત જણાય છે—

વિશ્વામિત્રે શ્વમાંસે નિજ ઉદરભર્યું એક ચાંડાલ પેઠે,
નાડીજંઘે નિવાર્યો ઉપકૃત તદપિ ગૌતમે દેહ મારે;
ને આ તાર્ક્ષ્યે હમેશાં ફણિધર હણતો, એક ખાતો હમેશાં,
ને આ તો પ્રાણને યે, તૃણસમ ગણતો, ત્યાગી દેતો મહાત્મા.

( નાયકને ) હે મહાત્મન્ ! પ્રાણ હોમવાની ઇચ્છા જણાવીને જ આપે દયાળુતા દર્શાવી છે એટલું જ બહુ છે. જુઓ—

જન્મ પામે, મરે ઝાઝાં, વિશ્વમાં ક્ષુદ્ર પ્રાણીઓ;
પરાર્થે આપના જેવા રાચતા વિરલા જનો.

તો પછી આમ આગ્રહ કર્યે શો ફાયદો ? કૃપા કરો. આ પ્રયાસ છોડી દો.

નાયક

( શંખચૂડનો હાથ ઝાલી ) કુમાર શંખચૂડ ! આજ ઘણે દિવસે પરમાર્થ કરવાનો મ્હારો મનોરથ સિદ્ધ થવા આવ્યો છે; એમાં અન્તરાય નાંખવો એ ઠીક નહિ; માટે લાંબા ટુંકા વિચાર છોડી દો. વધ્યચિહ્ન મ્હને આપી દો.

શંખચૂડ

હે મહાત્મન્ ! હે સાહસિકાગ્રણી ! વૃથા પ્રયાસ શા માટે ? આ શંખચૂડ શંખ જેવા શ્વેત શંખપાલના કુલને કદાપિ કલંકિત નહિ કરે. અમારી આપને દયા આવતી હોય તો વિપત્તિથી વિહ્વલ થયેલી આ મ્હારી માતા પ્રાણત્યાગ ન કરે એવો ઉપાય સૂચવો.

નાયક

પણ વિચારવાનું જ શું છે ? એનો ઉપાય તો ક્યારનો ય શોધી કાઢ્યો છે. ત્હમારા હાથમાં જ છે.

શંખચૂડ

કયો તે ?

નાયક

મરે જો તું, મરી જાશે, જીવતાં નક્કી જીવશે;
એને જીવાડવા જાતે જીવ, દે મરવા મ્હને.

એ જ એનો ઉપાય. સત્વર વધ્યચિહ્ન મ્હને આપો. એ મ્હારા શરીર પર વીંટી હું વધ્યશિલા પર ચઢીશ. માતાજીને આગળ કરી ત્હમે આ પ્રદેશથી દૂર જાઓ. વધસ્થાન જોતાં નારીજન સ્વાભાવિક ડરે. કદાચ પ્રાણત્યાગ પણ કરે. સંહારેલા પન્નગોનાં હાડકાંથી ભરપુર આ મહાસ્મશાન આપને નથી જણાતું ?—

ચંચ્વગ્રેથી ખરે તે પિશિતકણ તણા લોભથી ઉલટેલાં,
ગીધોની પાંખ કેરાં સકલ સ્થલ મહીં શ્યામ અભ્રો છવાતાં;
તેમાં લોહી નદીમાં વમળ ચરબીના સૌ શિઆળો જ ખાતાં,
તેના અંગારબુન્દો રૂધિરવહનમાં 'છમ્' પઢી હોલવાતાં.

શંખચૂડ

ન કેમ જણાય ?

પ્રતિદિન નાગ સમીપે, પ્રીતિપાત્ર વળી વડું વિનાયકનું;
શશિધવલાસ્થિકપાલે સ્મશાન શિવના શરીર સમું.

માટે આપ પધારો. આવા દિલાસા શાને ? ગરુડને આવવાનો સમય થયો છે. (માતાની આગળ ધુંટણીએ પડી, મસ્તકે અંજલિ રચી) માતાજી ! ત્હમે પણ હવે પાછાં વળો.

જે જે યોનિ વિષે પામું જન્મ તે તે દરેકમાં;
પુત્રને પ્રાણથી વ્હાતાં મળો માતુશ્રી આપશાં.

(પાય લાગે છે)

વૃદ્ધા

(રડતીઃ મનમાં) હાય ! આ વચનો છેલ્લાં તો નહિ ? (પ્રગટ) દીકરા ! ત્હને મૂકી બીજે જવા મ્હારા પગ નથી ઉપડતા. હું પણ ત્હારી સાથે જ મરીશ.

શંખચૂડ

(ઉભો થાય છે) ભગવાન દક્ષિણગોકર્ણનું મંદિર આટલામાં જ આવ્યું. એમની પ્રદક્ષિણા કરી માલિકની આજ્ઞા માથે ચઢાવું.

(માતા સાથે જાય છે.)

નાયક

અરેરે ! મનની માણ્ડી મનમાં જ રહી. હવે શો ઉપાય ?

કંચુકી

( એકાએક પ્રવેશ કરી )

આ રાતાં વસ્ત્રો—

નાયક

( જોઇને, હર્ષથીઃ મનમાં ) ઘણું જ સારૂં થયું. રાતાં વસ્ત્રો તો અણધાર્યાં આવી મળ્યાં. મનોકામના પૂર્ણ થઇ.

કંચુકી

આ રાતાં વસ્ત્રો મિત્રાવસુજીનાં માતાજી મહારાણીએ મોકલ્યાં છે. આપ એને પરિધાન કરો, કુમાર !

નાયક

કંચુકી ! લાવ !

કંચુકી

( બે રાતાં વસ્ત્રો આપે છે )

નાયક

( લે છેઃ સ્વગત ) મલયવતીનું પાણિગ્રહણ સફલ થયું. ( પહેરે છેઃ પ્રકાશ ) કંચુકી ! જાઓ, દેવીને મ્હારા પ્રણામ કહેજો.

કંચુકી

જેવી કુમારની આજ્ઞા ( જાય છે )

રાતાં વસ્ત્રો મળ્યાં બે આ યોગ્ય કાલે વિચારતાં,
લાગે અત્યંત વ્હાલાં એ, પરાર્થે દેહ છોડવા.

(ચારે દિશાએ જોઇને) મલયાચલનાં શિખરોને પણ ચળાયમાન કરી નાંખે એવો પ્રચંડ વાયૂ વાય છે. પક્ષિરાજ પાસે આવી પહોંચ્યા હોય તેમ જણાય છે—

કલ્પાન્તે જેમ મેઘે ગગન ખગ તણી પાંખથી જો છવાયે,
વેગે તીરે ઉછાળે જલધિજલ થકી આ ડૂબી ભૂમિ જાણે;
આણી યુગાન્તશંકા ભયથી નિરખતા દિગ્ગજો ચોદિશાએ,
જાણે અંત્રિક્ષ બારે રવિ ઉદય થયાઃ ભ્રાન્તિ તેના પ્રકાશે.

માટે પેલા શંખચૂડ આવી પહોંચે તે પ્હેલાં સત્વર વધ્યશિલા પર ચઢી જાઉં. (તેમ કરે છે, પત્થરને અડકતાં) અહો ! આનો સ્પર્શ જ—

આવું ના સુખ આપે ચન્દનશીળી મલયવતી અંગે;
ઉરની આશા પૂરે વધ્યશિલા તો સુખદ સ્પર્શે.

અથવા મલયવતીનો જ સ્પર્શ શા માટે ?

ઝુલી માતાખોળે બાલ્યે પણ મળ્યું ન સુખ મુજને;
તેનાથી એ અદકું મળે મ્હને આ શિલાખોળે.

લ્યો, ગરુડ આવી પહોંચ્યા. લાવ, મ્હારા શરીરને ઢાંકી દઇ ઉભો રહું.

(તેમ કરે છે)

(ગરુડ પ્રવેશ કરે છે)

ગરુડ

ઇન્દુ મૂર્તિ નિહાળી ભયભીત અતિશે શેષમૂર્તિ સ્મરી જ્યાં,
ભાળ્યો હર્ષે મ્હને ત્યાં ચલિત રવિરથે અગ્રજે અશ્વ બ્હીતાં;
પોતે બે બાજુ ઠેલ્યાં જલધરગણથી વાધતી પાંખવાળો,
નાગોના ભક્ષણાર્થે મલયગિરિવરે સિન્ધુની પાસ આવ્યો.

નાયક

( સંતોષથી )

રક્ષી અહીં પન્નગ પુણ્ય મ્હેં જે,
શરીર દાને દઇ મેળવ્યું છે;
ભવે ભવે તેથી હમેશ મ્હારે,
પ્રાપ્તિ થજો દેહ તણી પરાર્થે.

ગરુડ

(નાયકને જોઈ)

સ્હામે વધ્યશિલાતલે પડી રહ્યું, સર્પો બીજા રક્ષવા,
ભેદું ભક્ષ અચૂક વજ્ર સમી આ ચાંચે હવે છાતીમાં;
હૈયાં ભેદતી મ્હારી બીકથી ઉરે ઉડી રહ્યું લોહી આ,
રાતાં વસ્ત્ર થકી વીંટેલ લઈ એ ઉડું ઉંચે આભમાં.

( તરાપ મારી નાયકને પકડે છે; નેપથ્યે દુંદુભિનાદ ને પુષ્પવૃષ્ટિ થાય છે )

ગરુડ

(વિસ્મય પામે છે) અહો! આ દુંદુભિનાદ શાનો? આ પુષ્પવૃષ્ટિ ક્યાંથી? (ઉંચું જોઇ, શ્રવણ કરીને)

સૌગન્ધિ પુષ્પવૃષ્ટિ અલિગણ વહતી શી થતી અમ્બરેથી?
દુંદુભિના નિનાદે અમરભૂમિ થકી શી દિશાઓ પૂરાતી?
( હસીને )
હાં! જાણ્યું પારિજાત મુજગતિજવથી કમ્પતું ઇન્દ્રબાગે,
કલ્પી કલ્પાન્તકાળ ગણગણ કરતાં મંદ સંવર્તકો એ.

નાયક

( મનમાં ) હાશ! હવે કૃતાર્થ થયો.

ગરુડ

(નાયકને નિહાળી)

નાગને રક્ષનારો આ ગુરુ ભારે જણાય છે;
સર્પની ભૂખ એ મ્હારી નકી આજે નિવારશે,

ચાલ, આને લઈ મલયપર્વતે જાઉં. ત્યાં નિરાંતે આહાર કરીશ.

( નાયકને લઇ ઉડી જાય છે )

ચોથો અંક સમાપ્ત.



## અંક પાંચમો

(પ્રતિહાર પ્રવેશ કરે છે)

### પ્રતિહાર

ઘરની વાડીમાં પણ થતી સ્નેહને અમંગલા શંકા;
તો શી ભયે ભરેલા વનમાંહિ સ્નેહી જતાં શંકા ?

સિન્ધુની ભરતી જોવાના કુતૂહલથી જીમૂતવાહન ફરવા ગયાને વાર ઘણી થઈ. મહારાજા વિશ્વાવસુ એથી ચિન્તાતુર થયા છે. મ્હને એમણે આજ્ઞા કરી છે કે "મળેલી ખબર પ્રમાણે ગરુડના સ્થાયી ભયવાળા ભયંકર સ્થાને જમાઈરાજ જીમૂતવાહન ગયા છે. ત્યાં ઘણું રોકાયા જણાય છે; આ વૃત્તાન્ત સાંભળી મ્હને અનેક શંકાઓ થાય છે. પોતાના ઘર તરફ તેઓ પાછા વળ્યા છે કે કેમ એની જલ્દી ખબર કાઢી આવ." તેથી હમણાં જ હું ત્યાં જાઉં છું. (આમ તેમ ફરી, આગળ જોતાં) અહો! આ રહ્યા કુમારશ્રી જીમૂતવાહનના પિતાશ્રી રાજર્ષિ જીમૂતકેતુ. પર્ણકુટીના આંગણામાં મહારાણી તથા પુત્રવધુ રાજનન્દિની એમની ચરણસેવા કરી રહેલાં છે. જુઓને વળી—

પ્હેરેલાં ચીર વાયુથી ફરકતાં વારિતણા ફીણશાં,
રાજે જાહ્નવી જેવી દેવી પુનિતા-સ્વામીવયે સામ્યતા;
શોભા ધારી સમુદ્રની અનુપમા જીમૂતકેતુ ભલા,
પાસે પુત્રવધુ ઉભી મલયજા–દે ભાવ વેલા સમા.

અંક ૫ મો

ભાવ, પાસે જાઉં—

(પત્ની તથા નવવધુ સાથે આસન પર વિરાજેલા જીમૂતકેતુ પ્રવેશ કરે છે)

જીમૂતકેતુ

માણ્યાં યુવાનીસુખ મ્હેં, યશમાન લાધ્યું,
રાજ્યે રહ્યો સ્થિરમને, તપપુણ્ય જામ્યું;
છે શ્લાઘ્ય પુત્ર, વળી કુલ રૂડું સ્નુષાનું,
હાવાં કૃતાર્થ થઇને બસ! માગુ મૃત્યુ—

પ્રતિહાર

(એકાએક પ્રવેશ કરી) જીમૂતવાહનનું—

જીમૂતકેતુ

(કાન બન્ધ કરી) શાન્તમ્ પાપમ્! શાન્તમ્ પાપમ્!

વૃદ્ધા

અમંગલ દૂર થાઓ!

મલયવતી

(સ્વગત) અશુભ વાક્યોચ્ચારથી મ્હારૂં હૃદય કમ્પી ઉઠે છે.

જીમૂતકેતુ

(ડાબી આંખ ફરકે છે) ભદ્ર! શું જીમૂતવાહનનું?

પ્રતિહાર

જીમૂતવાહનનું આગમન અહીં થયું છે કે નહિ તે જાણી લાવવા મહારાજ વિશ્વાવસુએ મ્હને આપની પાસે મોકલ્યો છે.

જીમૂતકેતુ

શું વત્સ જીમૂતવાહન ત્યાં નથી ?

પ્રતિહાર

ના.

વૃદ્ધા

( ખેદથી ) ત્યાં નથી તો ક્યાં ગયો હશે ?

જીમૂતકેતુ

આપણા સારૂ ફલાહાર લાવવા કદાચ દૂર નીકળી ગયો હશે.

નાયિકા

( ખેદથી, મનમાં ) અરે ! વળી પાછી આર્યવિહોણી ? ( આંખે અન્ધારાં આવે છે ) અરેરે ! શું યે અનિષ્ટ થનાર હશે ?

પ્રતિહાર

મહારાજ ! સિદ્ધરાજને શા સમાચાર દઉં ?

જીમૂતકેતુ

( ડાબી આંખ ફરી ફરકે છે ) જીમૂતવાહનને આવતાં વિલંબ થયો તેથી હું પણ વિહ્વલ બની ચિન્તામાં ડૂબી ગયો છું.

ફરકતું ક્યમ ડાબું નયન ફરી ફરી અનિષ્ટ શું કહેવા ?
નેત્ર નકામા ! નિશ્ચે કરશે બલહીન ત્હને સવિતા.

( ઉંચુ જોઈ ) હે ત્રિભુવનચક્ષુ ! ભગવાન સહસ્રરશ્મિ ! કૃપાવંત થઇ જીમૂતવાહનનું શ્રેય કરજો.

( વિસ્મયથી વિલોકીને )

નીહાળતાં નયનને બહુ દુઃખ આપે,
શોણિતધાર નીરખી ઉર જ્વાળ વ્યાપે;
ઉત્પાતનો પવન ઉડુગણો ખરાવે,
એવી રીતે વિયતથી પડતું શું સ્હામે ?

અરે ! આ તો પગ આગળ આવી પડ્યું !

( સર્વે વિસ્મય પામી નિરૂપણ કરે છે

જીમૂતકેતુ

અરે ! આ તો રક્તમાંસથી ખરડાયલો ચૂડામણિ ! એ કોનો હશે ?

વૃદ્ધા

( ખેદથી ) મ્હારા પુત્રનો જ લાગે છે, મહારાજ !

નાયિકા

( બાજુએ ) ના બોલો ! માતુશ્રી ! એમ ના બોલો !

પ્રતિહાર

મહારાજ ! ચોક્કસ ખાત્રી કર્યા વિના વિહ્વલ ન બનો. અહીંયાં તો ગરુડ અનેક નાગનો ભક્ષ કરે છે. એની ચાંચ યા નખે ઉખાડેલા આવા અનેક શિરોમણિ આમ પડે છે.

જીમૂતકેતુ

દેવિ ! સુનન્દનું કહેવું ઠીક છે. કદાચ એમ પણ હોય.

વૃદ્ધા

સુનન્દ ! જા, પુત્ર કદાચ શ્વસુરગૃહે પાછો વળ્યો હશે. જરા ખબર કાઢ લો.

### પ્રતિહાર

જેવી દેવીની આજ્ઞા,

( જાય છે. )

### જીમૂતકેતુ

દેવિ ! આ નાગચૂડામણિ હોય તો કેવું સારૂં ?

( રાતાં વસ્ત્ર ધારણ કરી શંખચૂડ પ્રવેશ કરે છે )

### શંખચૂડ

( આક્રંદ કરતો ) અરેરે ! લૂંટી લીધો. વિધાતાએ લૂંટી લીધો—

સિન્ધુતટે શિવજીને જલદી નમીને,
આવ્યો જહીં સકલનાગવિનાશભોમે;
ચંચુ નખે સબળો છાતી ચીરી ગરૂડે,
વિદ્યાધરે તન દીધું: ઉડતો ઉંચે એ;

અરેરે ! નિસ્વાર્થી બન્ધુ ! પરમકરુણાળુ ! અન્યના દુઃખે દુઃખી થનાર ! અહહ ! દુઃખાગારમાં રવડતાને ઉદ્ધારનાર ! હા ! પરોપકારને માટે દેહને પણ તૃણ સમાન ગણી, પ્રાણ પાડનાર ! આપ ક્યાં ગયા ? મ્હને પ્રત્યુત્તર આપો. ( પોતાની જાતને ) કમભાગી ! ત્હને ધિક્કાર છે. દુષ્ટ શંખચૂડ ! આ ત્હેં શું કર્યું ?

નાગો રક્ષી, કીર્તિ ના કાંઇ પામ્યો,
સ્વામીનો ના શુદ્ધ આદેશ પાળ્યો;
અન્યે જેને આત્મભોગે બચાવ્યો,
તે હું પાપી ! ધિક્ ! ઠગાયો...ઠગાયો !

હવે તો હું એક ક્ષણ પણ જીવવાને લાયક નથી. આખી દુનિયાનો ઉપહાસ વ્હોરી લઇ કેમ જીવાય ? લાવ, આ લોહીની ધારા અનુસરવા પ્રયત્ન કરૂં. ( જમીન તરફ નીચું જોતો જોતો આગળ વધે છે

ધારા પ્હેલાં વહેતી, તુરત જ તૅટતી, સ્થૂલબિન્દુ પછી છે,
શિલાપાતે છવાયાં–રુધિરકણ બધાં–ક્ષેત્રમાં કીટ ઢાંકે;
ધાતુપીઠે ન ભાળું, ધનતરુવરમાં, ગહ્વરે નીલ રૂપે,
જોવાને તાર્ક્ષ્ય આજે જલદી અનુસરી જાઉં છું રક્તધારે.

વૃદ્ધા

(ગભરાતી) મહારાજ! કોઇ રડતું રડતું ઝપાટાબન્ધ આવતું જણાય છે. મ્હારૂં મન વ્યાકુલ થાય છે. કોણ છે તે જરા તપાસ કરો.

જીમૂતકેતુ

જેવી દેવીની ઇચ્છા!

શંખચૂડ

હા! ત્રિભવનચૂડામણિ! તારૂં દર્શન ક્યાં થશે! અરેરે! લૂંટાઈ ગયો! લૂંટાઇ ગયો!

(આક્રંદ કરે છે)

જીમૂતકેતુ

(શ્રવણ કરતાં, હર્ષથી) દેવિ! શોક દૂર કરો. પેલો ચૂડામણિ આ ભાઇનો લાગે છે. માંસનો કકડો ધારી કોઇ પક્ષી ઝુંટાવી ગયેલું, તે અહીં નાંખી દીધો હશે.

વૃદ્ધા

(આનન્દાવેશમાં મલયવતીને આલિંગી) અવિધવે! ધૈર્ય ધર. આવી આકૃતિ વૈધવ્ય ભોગવવા યોગ્ય નથી જ,

નાયિકા

(હર્ષથી) આપની આશિષના પ્રતાપે જ. માતાજી!

(પાયે પડે છે)

### જીમૂતકેતુ

(શંખચૂડની પાસે જઇ) કેમ ભાઈ! ચૂડામણિ ત્હારો ખોવાયો છે કે?

### શંખચૂડ

આર્ય! મ્હારો નહિ–ત્રિલોકનો!

### જીમૂતકેતુ

એટલે?

### શંખચૂડ

દુઃખાવેગે–અશ્રુધારે–મ્હારો કંઠ રૂંધાય છે. મ્હારાથી નથી બોલાતું.

### જીમૂતકેતુ

દુઃખ ત્હારૂં કહે ભાઇ! એકલો ના સહી શકે;
ઉર ખાલી કરૂં જો તું, ક્ષીણ થાતાં સહી શકે.

### શંખચૂડ

સાંભળો. હું નાગ છું. મ્હારૂં નામ શંખચૂડ. મ્હારો વારો આવવાથી વાસુકિએ મ્હને ગરુડના આહાર માટે મોકલ્યો હતો. લ્યો, ટુંકાણમાં જ પતાવું. કદાચ આ લોહીની ધાર ધૂળથી ઢંકાઇ જાય તો ન જણાય—

કોઇ વિદ્યાધરે આજે, વ્યાંપતાં કરુણા દિલે;
પ્રાણ મ્હારા બચાવ્યા છે, પોતાના દૈ ગરુડને.

### જીમૂતકેતુ

(ખેદથી) એવો પરોપકારી અન્ય કોણ હોય? વત્સ! એમ જ કહેને–પુત્ર જીમૂતવાહને ત્હારા પ્રાણ બચાવ્યા છે. હાય! મંદભાગ્ય! મ્હારૂં નસીબ ફુટી ગયું.

વૃદ્ધા

હાય! પુત્ર! આ શું કર્યું?

નાયિકા

અશુભ ધારવું સત્ય થયું.

(સર્વે મૂર્છા પામે છે)

શંખચૂડ

(અશ્રુ સારતાં) અરેરે! આ તો પેલા મહાભાગનાં માતા-પિતા! હાય! મ્હેં અપ્રિયવાદીએ તેમની આ દશા કરી? વિષ-ધરના મુખમાંથી વિષ વિના અન્ય શું ગળે? અરેરે! પ્રાણદાતા જીમૂતવાહનને શંખચૂડે સારો બદલો આપ્યો. શું કરૂં? પ્રથમ આ સર્વને સાવધ કરૂં. પિતાજી! સાવધ થાવ! માતાજી! સાવધ થાવ.

(બન્ને સાવધ થાય છે)

વૃદ્ધા

(મલયવતીને) વત્સે! ઉભી થા! રડ નહીં. જીમૂતવાહન વિના અમે શું જીવતાં રહીશું? શાંત થા! બાપુ!

નાયિકા

(સચેત થઇ) હા! આર્યપુત્ર! ત્હમારાં દર્શન ક્યાં થશે?

જીમૂતકેતુ

હાય! વડીલની સેવા કરી જાણનાર!—

નાખી ચૂડામણિ પાદે ગુરુસેવા ચુક્યો નહીં;
સ્વર્ગે સીધાવતાં યે ના વીનયી રીત તો ગઇ!

( ચૂડામણિ લઇ ) હાય બેટા ! ત્હારૂં સ્મરણ આના દર્શનમાં જ વિલુપ્ત થયું. ( છાતી સરસો ચાંપી ) અહહ...

ભક્તિથી ભૂમિ સુધી શિર નમાવી આવે,
ગુરુપદે પ્રણમતાં દૂરથી સદાયે;
ચૂડામણિ અતિ ઘસાઇ, ન તીવ્ર ધારે,
ત્હોયે અરે ! હૃદયમા ક્યમ ઊંડું ભેદે ?

વૃદ્ધા

અરેરે ! પુત્ર જીમૂતવાહન ! વડીલની ચરણસેવા વિના ત્હને ક્યાં ય ગોઠતું નહિ; છતાં ય આજે માતાપિતાને મૂકી સ્વર્ગનું સુખ ભોગવવા કેમ ચાલ્યો ગયો ?

જીમૂતકેતુ

( રુદન કરતાં ) દેવિ ! જીમૂતવાહન સિવાય આપણે શું જીવતા રહીશું ? આવું શું કામ બોલે છે ?

નાયિકા

( પાયે લાગતાં, હાથ જોડી ) પિતાજી ! આર્યપુત્રનું સ્મરણચિહ્ન આ ચૂડામણિ મ્હને આપો. મ્હારા હૃદય પર એને ધારણ કરી અગ્નિપ્રવેશદ્વારા મ્હારા સંતાપને શમાવું.

જીમૂતકેતુ

અરે પતિવ્રતા ! આમ વ્યાકુલ કેમ થઇ જાય છે ? અમે પણ એમ જ કરનાર છીએ.

વૃદ્ધા

મહારાજ ! ત્યારે વિલંબ કેમ કરો છો ?

### જીમૂતકેતુ

દેવિ! હવે કશીયે વાર નથી. વેદીના અગ્નિ સિવાય અન્ય અગ્નિસંસ્કાર યોગ્ય નથી ગણાતો. અગ્નિહોત્રમાંથી અગ્નિ લાવીએ એટલી જ માત્ર વાર છે. પછી આપણે બધાં ય અગ્નિપ્રવેશ કરીશું.

### શંખચૂડ

( સ્વગત ) અરેરે !–મ્હારા એકલાને લીધે આ વિદ્યાધરકુલ આખું ય નાશ પામશે ? લાવ, એક સૂચના કરૂં. ( પ્રકાશ ) પિતાજી ! ખરી ખાત્રી કર્યા વિના આમ સાહસ કરવું ઠીક નહિ. વિધિની કૃતિ વિચિત્ર છે. નાગશત્રુ ગરુડને ખબર પડે કે એ નાગ નથી એ સંભવિત છે. એથી જીમૂતવાહનને કદાચ છોડી પણ દે. માટે આ રક્તધારા અનુસરી ગરુડની પુંઠ પકડવી સારી. ચાલો.

### વૃદ્ધા

ઈશ્વરકૃપાથી પુત્ર જીવતો હશે.

### નાયિકા

( સ્વગત ) મ્હારા જેવી દુર્ભાગિની માટે એ દુર્લભ છે.

### જીમૂતકેતુ

વત્સ ! ત્હારૂં વચન સત્ય હો. તથાપિ અગ્નિ લઇને જ નીકળવું સારૂં. ત્હમે ચાલવા માંડો. અમે પણ અગ્નિ લઈ ત્હમારે પગલે આવી પહોંચીએ છીએ ( પત્ની તથા પુત્રવધુ સાથે જાય છે )

### શંખચૂડ

ચાલ ! ગરુડને માર્ગે પડું.

( આમતેમ ફરે છે, આઘે જોતાં )

શિલાદ્રોણી બનાવતો ગિરિવરે લોહીભીની ચંચુથી,
પાસેનું વન બાળતો નયનની અગ્નિ સમી ઝાળથી;
ઉભો વજ્રકઠોર ઘોર નખથી ચીરી સમીપે ભૂમિ,
શૃંગાગ્રે દૂરથી મહામલયના, ઓપે ફણીનો અરિ.

( આસનારૂઢ ગરુડ પ્રવેશ કરે છે. નાયક આગળ પડેલો છે )

ગરુડ

( મનમાં ) આખો જન્મારો મ્હેં નાગનો આહાર કર્યો; પરન્તુ આવું આશ્ચર્ય કદાપિ જોવામાં આવ્યું ન્હોતું. આ કોઇ મહાન્ વ્યક્તિ જણાય છે, એને દુઃખ નથી થતું એટલું જ નહિ પણ એનું વદન આનન્દિત થતું જણાય છે.

પીધું મ્હેં ઘણું લોહી ધૈર્યનિધિને ત્હોયે ન ગ્લાનિ જરા,
કાપું માંસ, સહે પ્રસન્નવદને, જો કે વહે લોહી ત્યાં;
અંગો જે ખરડાયલાં નથી જરા રોમાંચ ત્યાં હર્ષનાં,
દૃષ્ટિ ‘ હું ઉપકારી ’ એમ સૂચવે, જો કે ખરે અન્યથા.

આની ધૈર્યવૃત્તિથી મ્હને ખરેખર કુતૂહલ થાય છે. માટે બસ ! હું એનો ભક્ષ નહિ કરૂં. એ કોણ છે તે પૂછી જોઉં.

( ભક્ષ કરતો અટકી જાય છે )

નાયક

નાડી વિષે લોહી હજી ઘણું છે,
બાકી હજી માંસ દિસે દિસે છે;
અતૃપ્ત દેખાવ ત્હમે હજી યે,
ભક્ષે રહ્યા બંધ, ગરુડ ! શાને ?

ગરુડ

( સ્વગત ) આશ્ચર્ય ! આશ્ચર્ય ! આવી સ્થિતિમાં પણ આટલાં ઉન્નત વેણ વદી રહ્યા છે. ( પ્રકાશ ) અહો મહાભાગ !

લોહી ચાંચે ચુસીને મ્હેં કાળજેથી ઘણું પીધું;
ત્હમે આ ધૈર્યથી મ્હારૂં કાળજું જ હરી લીધું.

તેથી ત્હમે કોણ છો તે જાણવાની ઇચ્છા થઇ છે.

નાયક

આપ ક્ષુધાથી પીડાવ છો. એટલે અત્યારે શ્રવણયોગ્ય નથી. પ્રથમ આ રક્તમાંસથી તૃપ્ત થાવ.

શંખચૂડ

( બાવરો બાવરો દોડી આવે છે ) ઓ તાર્ક્ષ્ય ! ઓ ગરુડ ! સાહસ ન કરો. આ નાગ નથી. એમને છોડી દો. મ્હારૂં ભક્ષણ કરો. ત્હમારા આહાર માટે વાસુકિએ મ્હને મોકલ્યો છે.

( પોતાની છાતી તેના સ્હામી ધરે છે )

નાયક

( શંખચૂડને જોઇ મનમાં ) અરે ! આ શંખચૂડે આવી મ્હારી બાજી બગાડી નાંખી.

ગરુડ

( બન્નેને અવલોકી ) ત્હમે બન્ને યે વધ્યચિહ્ન ધારણ કર્યા છે. ત્હમારામાં કોણ નાગ છે તે નથી પરખાતું.

શંખચૂડ

આપની ભ્રાન્તિ અસ્થાને છે.

ભાળો સ્વસ્તિકચિહ્ન છાતી પર ના ? ભાળો શું ના કાંચળી ?
જીહ્વા બે શું ગણાય ના મુજ મુખે-બોલી રહી ક્યારથી ?
ઝેરી ધૂમથી શ્યામળી ત્રણ ફણા, નિસ્તેજ જેના મણિ,
નિઃશ્વાસે અતિ શોકથી ફુલી રહીઃ તે એ શું જોતા નથી ?

ગરુડ

( શંખચૂડની ફણા જોઇ-નાયકને જોતા ) તો આ કોણ ? મ્હેં ભક્ષ કોનો કર્યો ?

શંખચૂડ

વિદ્યાધરવંશતિલક જીમૂતવાહનનો. ઓ નિર્દયી ! આ શું કર્યું ?

ગરુડ

( સ્વગત ) અરે ! શું ? આ વિદ્યાધરકુમાર જીમૂતવાહન !

મેરૂ-મંદર-કંદરે, હિમગિરીશૃંગે, મહેન્દ્રાચલે,
કૈલાસાચલ કોતરે મલયના શૃંગે ગુફાઓ વિષે;
ખ્યાતિ જેની ગવાતી સર્વ સ્થલમાં મ્હેં યે વળી સાંભળી.
લોકાલોક મહીં વિહાર કરતા સૌ ચારણે ઉચ્ચરી.

અરે ! પાપના પુંજે પુરાયો.

નાયક

અરે ફણિધર ! કેમ ખિન્ન જણાવ છો ?

શંખચૂડ

ખિન્નતા અસ્થાને છે શું ?

આપી દેહ ત્હમારો રક્ષ્યો મુજને ગરુડથી આજે,
એ ઋણભાર તળે હું દબાઉં કેમ ન રસાતલમાં.

ગરુડ

અરે ! મ્હારા ભોગ થઇ પડેલા આ નાગના પ્રાણ શું આ મહાત્માએ બચાવ્યા ? એને માટે પોતાના પ્રાણ પાડ્યા ? મ્હેં કેવું પાતક કર્યું ? પણ હવે શું થાય ? આ તો મ્હેં બોધિસત્ત્વનો જ ભોગ લીધો. મ્હારા જેવા મહાપાપીને અગ્નિપ્રવેશ વિના બીજું પ્રાયશ્ચિત્ત શું હોય ? પણ અહીં મ્હને અગ્નિ ક્યાંથી મળે ?( ચારે બાજુ નજર કરતાં ) અહો ? કોઇ અગ્નિ લઈને જ આ તરફ આવતું જણાય છે. ચાલ, તેમની પાસે જાઉં.

શંખચૂડ

કુમાર ! ત્હમારાં માતાપિતા આવી પહોંચ્યાં.

નાયક

( મુંઝાય છે ) અરે શંખચૂડ ! જરા આમ આવોને. આ ઉત્તરીયથી મ્હારૂં શરીર ઢાંકી દો. મ્હને જરા ટેકો કરો. મ્હારી આવી અવસ્થા જોઇ કદાચ માતાપિતાનો જીવ ઉડી જાય.

શંખચૂડ

( પાસે પડેલું ઉત્તરીય લાવી તેમ કરે છે )

( પત્ની તથા પુત્રવધુ સાથે જીમૂતકેતુ પ્રવેશ કરે છે )

જીમૂતકેતુ

( અશ્રુ સારતાં ) હાય ! પુત્ર જીમૂતવાહન !

વ્હાલાંને પરમાં ગણો–કમ અરો એવો દયાનો જ શું ?
રક્ષા એક થકી ચઢે બહુ તણી–સુઝયું ન શું એટલું ?
કે ત્હેં આ અહિ રક્ષવા ગરુડને કાયાસમર્પણ કર્યું,
પોતાનો, વડિલો તણો, વધુ તણો, દે ભોગ સર્વે હર્યું.

વૃદ્ધા

(મલયવતીને) જાતે! ઘડીક તો છાની રહે. ત્હારી ચાલુ અશ્રુ-ધારથી અગ્નિ હોલવાઇ જાય છે. ૨૬ મા.

(સર્વે આગળ આવે છે.)

જીમૂતકેતુ

હાય! પુત્ર જીમૂતવાહન!

ગરુડ

(સાંભળીને) "હાય! પુત્ર જીમૂતવાહન!" ઉચ્ચાર્યાથી જણાય છે કે આ તેમના પિતા છે; એટલે હવે તેમની પાસે અગ્નિ નહિ મગાય. એમને પુત્રઘાતી હોઈ શરમથી એમને મોઢું પણ નહિ બતાવાય. પણ અગ્નિ માટે શાને પર્યાકુલ બનું છું? પાસે જ સમૂદ્ર છે. ચાલ, હમણાં જ—

જ્વાલાભંગે ત્રણે યે ભુવન ભરખવા કાલજીહ્વાની પેઠે,
ને સાતે સૂર્યથાનો જલનિધિ પણ સૌ ભક્ષવા એક ગ્રાસે;
જાણે મ્હેં પાંખજોરે પ્રલયપવનને નાંખ્યો એને પ્રદીપ્યો,
એવા કલ્પાન્તકારી અતિ ભય ભરતા વાડવે આ હું કુદ્યો.

(કુદી પડવા જાય છે)

નાયક

સબુર! વિહંગરાજ! સબુર! સાહસ ન કરો. આ પાપનું પ્રાયશ્ચિત એ નથી.

ગરુડ

(ઘૂંટણીએ પડીને હાથ જોડી) મહાત્મન્! તો કયું છે?

નાયક

ઘડીક થોભો. મ્હારા વડીલો આવી પહોંચ્યાં છે એમને પ્રણામ કરી લઉં.

ગરુડ

ભલે.

જીમૂતકેતુ

( જોઇને: હર્ષથી ) દેવિ ! અભિનન્દન ! વત્સ જીમૂતવાહન આ રહ્યો. એ જીવતો છે એટલું જ નહિ પરન્તુ સ્વયં ગરુડ શિષ્યની માફક હાથ જોડી એમની પૂજા કરતા ઉભા છે.

વૃદ્ધા

મહારાજ ! કૃતાર્થ થઇ, સાજા સમા મ્હારા દીકરાનું મ્હોં જોઈ શકી.

નાયિકા

આર્યપુત્રને જોયા છતાં ય મ્હારૂં મન એમ સત્વર નથી માની શકાતું કે એ વાતમાં સત્યાંશ હશે.

જીમૂતકેતુ

( પાસે જાય છે ) વત્સ ! આવ ! આવ ! મ્હને આલિંગન દે.

નાયક

( ઉભો થવા જાય છે: ઉત્તરીય ખસી જાય છે: મૂર્છા પામે છે )

શંખચૂડ

કુમાર ! સાવધ થાવ !

જીમૂતકેતુ

હાય બેટા ! દર્શન દઇ કાં છાંડી જાય છે ?

વૃદ્ધા

હાય દીકરા ! મ્હને બોલાવી યે નહિ ?

નાયિકા

હાય આર્યપુત્ર ! વડીલોનો પણ અનાદર કર્યો ?

( સર્વે મૂર્ચ્છા પામે છે )

શંખચૂડ

હાય ! હતભાગી શંખચૂડ ! ગર્ભમાં જ કેમ છૂંદાઇ ન ગયો ? ક્ષણે ક્ષણે મૃત્યુથી પણ અધિક દુઃખ જોવા વારો આવ્યો.

ગરુડ

મ્હારા દુષ્ટના અવિચારીપણાથી જ આ પરિણામ આવ્યું છે. લાવ, પવન નાંખું ( પાંખોથી પવન નાંખે છે ) અરે મહાત્મન્ ! સાવધ થાવ ! સાવધ થાવ !

નાયક

( સાવધ થઇ ) શંખચૂડ ! વડીલોને સચેત કર.

શંખચૂડ

( પાસે જઇ ) પિતાજી સાવધ થાવ ! માતાજી ! સાવધ થાવ ! જીમૂતવાહન સચેત થયા છે. આપને સાવધ કરવા છેક પાસે આવી ઉભા છે.

( બન્ને સાવધ થાય છે )

વૃદ્ધા

દીકરા ! ત્હને જોયા પછી પણ ક્રૂર કાળ ત્હારો પીછો કેમ નથી છોડતો ?

જીમૂતકેતુ

દેવિ! એવું અમંગલ વેણ ન વદો. પુત્ર ચિરંજીવ છે. પુત્રવધુને સાવધાન કરો.

વૃદ્ધા

( વસ્ત્રથી મોઢું ઢાંકી, રુદન કરતી ) અમંગલ દૂર થયું છે. હું નહિ રહું ( મલયવતીને ) જાતે! સાવધ થા. બેટા! ઉભી થા. ત્હારા સ્વામીનાં મુખદર્શન કરવાનું આ મંગલમુહૂર્ત છે.

નાયિકા

( સાવધ થઇ ) હા આર્યપુત્ર! હું મંદભાગિની શું કરૂં?

વૃદ્ધા

( મલયવતીનું મુખ પોતાના પાલવે લોહી નાંખી ) બેટા! એમ ન કર. વિઘ્ન દૂર થયું છે.

જીમૂતકેતુ

( અશ્રુ સારતાં, સ્વગત )

વિલુપ્ત છે અંગ જ અન્ય સર્વ,
તેથી રહ્યા કંઠ વિષે જ પ્રાણ;
એ હાલમાં કેમ નિહાળી પુત્ર—
આ દેહના થાય ન કોટિ ખંડ?

નાયિકા

ખરે જ! હું અભાગણી છું. આર્યપુત્રને આવી સ્થિતિમાં જોયા છતાં પણ પ્રાણત્યાગ નથી કરતી.

વૃદ્ધા

( નાયકનાં અંગો પર હાથ ફેરવી,-ગરુડને ) ધિક્ દુષ્ટ! અલંકારને પણ અલંકૃત કરનાર મ્હારા પુત્રના શરીરની ત્હેં આવી દશા કરી?

નાયક

માતાજી એમ ન બોલો. એમણે બિચારે શું કર્યું છે? ખરૂં જોતાં પ્હેલેથી જ આ શરીર પરોપકાર કાજે સરજાયલું હતું. જુઓ--

હાડકાં માંસ ને લોહી, ચામડે ચરબી મઢી;
એવા બિભત્સ દેખાતા દેહમાં શું પ્રભા ભરી?

ગરુડ

હે મહાત્મન્! નર્કની ઝાળે મ્હને ઘેરી લીધો હોય એવું દુઃખ થાય છે. મ્હને ઉપદેશ દો. આ ઘોર પાપથી મૂક્ત કરો.

નાયક

પિતાજી! આજ્ઞા આપો! આ પાપનું પ્રાયશ્ચિત કરૂં.

જીમૂતકેતુ

ભલે! બેટા!

નાયક

વૈનતેય! સાંભળો.

ગરુડ

(ઘુંટણીએ પડે છેઃ મસ્તક પર હસ્તાંજલિ રચી) આજ્ઞા, મહાભાગ!

નાયક

સાંભળો.

હાવાં હિંસા ત્યજીને પ્રતિદિન કરો લે શોક કૃત્યો કર્યાનો,
યત્ને પુણ્યપ્રવાહો દશ દિશ જગવી પ્રાણીની બીક ટાળો;
પ્રાણીહિંસા કર્યાથી લવણરજ સમો દોષ ત્હેં જે કર્યો છે,
મીઠા પુણ્યામ્બુધિમાં અવિરત ગળતાં ના કદી તે જણાશે.

ગરુડ

જેવી આપની આજ્ઞા—

સુતો અજ્ઞાન નિદ્રામાં જગાડ્યો પ્રીતથી ત્હમે;
કદાપિ કોઈ પ્રાણીનો નાશ ના આદરૂં હવે.

હવે તો—

ભલે દ્વીપાકારે નજર પડજો રેતી સમ એ,
ભલે કુંડાળાંથી જળવમળની ભ્રાન્તિ હૃદયે;
ભલે જાણે સેતુ ઉભયતટ વચ્ચે રમી રચે,
ભલે સૌ સર્પોનાં યુથ જલધિમાંહિ જ વિહરે.

અને વળી—

છૂટેલા બન્ધનેથી ચરણ સુધીં જતા ધારીને કેશ કાળા,
લીપ્યું સિન્દૂર, જાણે પ્રથમ રવિકરે ગાલને લાલ કીધા;
થાકેલાં અંગ પીડે તદપિ અવગણી ચન્દનારણ્ય ઘૂમી,
ગાઓ નિત્યે સુરાગે ઉરગયુવતિઓ કીર્તિ એ સૌ ત્હમારી.

નાયક

વારૂ. મહાત્મન્! ઘણું જ સારૂં! અમને આનંદ થયો. ત્હમારી આવી વૃત્તિ સર્વદા દૃઢ રહો. (શંખચૂડને) ત્હમે પણ હવે ત્હમારે ઘેર જાઓ.

શંખચૂડ

(નિશ્વાસ નાંખી નીચું જોઇ ઉભો રહે છે)

નાયક

(નિઃશ્વાસ નાંખી શંખચૂડ તરફ જોઇ) શંખચૂડ! જલ્દી જાઓ. શોકગ્રસ્ત માતાજીને જઈ મળો.

નાશ ત્હારો થયો નક્કી તાર્ક્ષ્યની ક્રૂર ચાંચથી;
માતા ત્હારા દુઃખે દુઃખી હશે એવું વિચારતી.

વૃદ્ધા

એ માતાનાં પણ સદ્‌ભાગ્ય ! ગરુડના ભોગ થઇ પડેલા બાલકને અક્ષત શરીરે નિહાળશે.

શંખચૂડ

માતાજી ! સત્ય છે. પરન્તુ કુમાર સ્વસ્થ થાય તો જ.

નાયક

( વેદના થાય છે ) અહહ...પરોપકાર સાધવાના જુસ્સામાં આટલી વાર મ્હને પીડા ન થઇ; પરન્તુ હવે તો મર્મવેધી વેદના થાય છે.

( મરણચિહ્નો જણાય છે. )

જીમૂતકેતુ

( ગભરાઈને ) હાય બેટા ! આમ કેમ કરે છે ?

વૃદ્ધા

હાય ! આમ કેમ બોલે છે ? રક્ષણ કરો, બચાવો. પુત્રનો જીવ જાય છે.

નાયિકા

આર્યપુત્ર ! મ્હને છાંડી જવું ન શોભે.

નાયક

( હાથ જોડવા જાય છે ) શંખચૂડ ! મ્હારા બે હાથ ભેગા કરો.

શંખચૂડ

( એમ કરે છે. આક્રન્દ કરતો ) જગત નિરાધાર થયું.

### નાયક

(જરા મીંચાએલી આંખે માતા પિતા તરફ જોઇ) પિતાજી! માતાજી! આ મ્હારા છેલ્લા પ્રણામ—

ગાત્રો શિથિલ દિસતાં ગઇ મ્હારી શક્તિ,
કાને સુણાય, સ્ફુટ ત્હોય ન આપ વાણી;
હા! લોચનો ય સહસા શું મીંચાઇ જાતાં,
હા! તાત! ચેતન ત્યજી મુજ પ્રાણ ચાલ્યા.

અથવા વૃથા રુદન શાને કરવું? ("રક્ષી અહીં પન્નગ પુણ્ય ર્‌હે જે" —ઇત્યાદિ બોલી ઢળી પડે છે)

### વૃદ્ધા

હા પુત્ર! હાય દીકરા! હા વડીલવત્સલ! ક્યાં ગયો? ઉત્તર દે. ઓ નયનરંજક! હે જીમૂતવાહન! ત્હારૂં પુનઃ દર્શન ક્યાં થશે?

### જીમૂતકેતુ

હા પુત્ર જીમૂતવાહન! સકલ સૃષ્ટિ પર ભાવ રાખનાર! હાય ગુણનિધિ! ક્યાં છે? બોલ તો ખરો. (હાથ ઉંચો કરી) કષ્ટમ્! હાય! કષ્ટમ્—

નિરાધારી ધૈર્યે, વિરલ શરણું યે વિનયને,
ક્ષમા કો આધારે જગતભર શમ્યું દાનબળ, ને
થયું સત્યે ખોટું બની કૃપણ ર્‌હે આજ કરુણા,
ભૂમિ માતું શૂન્યા પ્રિય તનય લોકાન્તર જતાં.

### નાયિકા

હાય આર્યપુત્ર! મ્હને પાછળ મૂકી કેમ ચાલ્યા ગયા? ઓ નિષ્ઠુર હૃદયિનિ ઓ વજ્રકઠિન મલયવતિ! પ્રાણનાથ વિના હજી કેમ જીવતી રહી છે?

શંખચૂડ

નિસ્વાર્થ પરોપકારી! પ્રાણપ્રિય જીવો વિસારી ત્હમે ચાલ્યા ગયા! આ શંખચૂડ પણ ત્હમને જ અનુસરશે.

ગરુડ

(ઉદ્વેગથી) અરેરે! આ મહાત્મા પરલોકવાસી થયા. હું શું કરૂં?

વૃદ્ધા

(આક્રન્દ કરતાં, ઉંચે જોઇ) અરે ભગવાન! ઓ લોકપાલો! ઓ કૃપાળુ દેવતાઓ! અમૃતવૃષ્ટિ કરી મ્હારા બાલકને સજીવન કેમ નથી કરતા?

ગરુડ

(હર્ષથી, મનમાં) હાશ! અમૃત ઠીક સંભારી આપ્યું: હવે મ્હારૂં કલંક ધોવાઇ જશે. શ્રી ઇન્દ્રદેવની હું પ્રાર્થના કરીશ. અમૃતવૃષ્ટિ કરાવીશ. એથી માત્ર જીમૂતવાહન જ સજીવન નહિ થાય પરન્તુ મ્હારા મારેલા નાગો પણ નવજીવન પામશે. અરેરે! એમનાં તો માત્ર અસ્થિ જ રહેલાં છે. વિનંતિ કર્યા છતાં ય નહિ માને તો—

પાંખોના વાયૂવેગે સમીરણ સરજી સિન્ધુવારિ ઉછાળું,
બારે સૂર્યો હરાવું નયનઅનલથી અગ્નિ મૂર્છા પમાડું;
ભાગું હું ઇન્દ્રવજ્ર, ધનદ તણી ગદા, પ્રેતલોકેશ દંડું,
ચાંચે ચુરો કરીને, સુરવિજય કરૂં, ને સુધાવૃષ્ટિ સિંચું.

આ ચાલ્યો...(આવેશથી આમ તેમ ફેરા મારી ઉડી જાય છે.)

જીમૂતકેતુ

વત્સ શંખચૂડ! શું વાટ જોઈ રહ્યો છે? લાકડાં એકઠાં કરી પુત્રની ચિતા ખડક. અમે પણ તેની સાથે જ ચિતારોહણ કરીએ.

વૃદ્ધા

પુત્ર ! ત્વરા કર. અમારા વિના ત્હારો ભાઇ ખોટી થાય છે.

શંખચૂડ

( અશ્રુ સારતો ) જેવી ગુરુજનની આજ્ઞા. હું પણ ત્હમારી આગળ જ છું ( ઉભો થાય છે. ચિતા તૈયાર કરે છે. ) પિતાજી ! માતાજી ! ચિતા તૈયાર છે.

જીમૂતકેતુ

કષ્ટમ્ ! હાય ! કષ્ટમ્ !

ભાસે મંડિલચિહ્ન મસ્તકતટે, ભ્રૂમધ્ય રોમાવલી,
આંખો પદ્મશી લાલ, કેસરી સમી છાતી રૂડી ઓપતી;
ચક્રાંકે કર શોભતા તદપિ એ મ્હારાં કુકર્મો થકી,
એ વિદ્યાધરચક્રવર્તિપદવી પામ્યા વિનાનો અહીં.

દેવિ ! હવે રડે છે શાને ? ચાલ, ઉભી થા. આપણે ચિતા પર ચઢીએ.

( સર્વે ઉભા થાય છે. )

નાયિકા

( હાથ જોડી ઉંચે, નિહાળી ) હે ભગવતિ ગૌરિ ! ત્હારા વરદાન પ્રમાણે મ્હારા સ્વામી વિદ્યાધરચક્રવર્તિ થનાર હતા; પરન્તુ આ અભાગણી માટે તું અસત્યવાદિની ઠરે છે.

( ઉતાવળે ગૌરી પ્રવેશ કરે છે ).

ગૌરી

મહારાજ જીમૂતકેતુ ! સાહસ ન કરશો.

જીમૂતકેતુ

અહો ! આ તો અમોઘદર્શના ગૌરી !

ગૌરી

( મલયવતીને ) વત્સે મલયવતિ ! હું અસત્યવાદીની શી રીતે ?
( નાયક પાસે જઇ કમંડળમાંથી પાણી છાંટી )

પોતાના જીવથી જેણે આભારી જ કર્યું જગ,
પરિતુષ્ટા છું તેનાથી-જીવ, જીમૂતવાહન !

નાયક

( સજીવન થાય છે ).

જીમૂતકેતુ

દેવિ ! કૃપા થઇ. પુત્ર સજીવન થયો.

વૃદ્ધા

ભગવતી ગૌરીના પ્રસાદથી.

( બન્ને ગૌરીને પગે પડી નાયકને આલિંગે છે. )

નાયિકા

( હર્ષથી ) પુણ્ય ફળ્યાં. આર્યપુત્ર સજીવન થયા.

( ગૌરીને પાય લાગે છે ).

નાયક

( ગૌરીને જોઇ, વન્દન કરતાં ) અહો ! સફલદર્શના ગૌરિ !

ઇચ્છાધિક વર દેતી રક્ષે શરણે ગયા જીવો જે છે;
વિદ્યાધરકુલદેવી ! નમું ત્હમારે ચરણ ગૌરિ !

( ગૌરીને પગે પડે છે. )

( બધાનું ધ્યાન ઉંચે ખેંચાય છે. )

જીમૂતકેતુ

અરે ! વાદળ વિના આ વૃષ્ટિ ક્યાંથી ? ભગવતિ ! આ શું ?

ગૌરી

રાજન્ ! પક્ષિરાજ ગરુડને પશ્ચાતાપ થયો; એટલે તે જીમૂતવાહનને તેમ જ અસ્થિમાં જ અસ્તિત્વ ધરાવતા નાગોને સજીવન કરવા દેવલોકમાં ગયા. ત્યાંથી અમૃતવૃષ્ટિ વરસાવી રહ્યા છે. ( આંગળીથી બતાવીને ) જુઓને—

સન્ધાયા ભગ્નદેહો મણિકિરણ થકી સર્વનાં શીર્ષ ઓપે,
પીવા લોભે સુધાને ધરણી પર પડી બે ય જીહ્વા હલાવે;
ચાલ્યા વ્હેતા સમૂદ્રે મલયગિરિ થકી પાણીના ધોધ જાણે,
એવા એ વાંકવાળા વિષધર સઘળા સિન્ધુવારિ પ્રવેશે.

( નાયકને ) વત્સ જીમૂતવાહન ! ત્હમે માત્ર જીવતદાનને યોગ્ય નથી જ. લ્યો, મ્હારૂં આ બીજું વરદાન—

હંસે હેમતણાં હલાવી કમલો પંકે સુગન્ધિ કર્યું
ને જે વારિ સુવર્ણરંગી સરસે ઉત્કૃષ્ટ તીર્થો તણું;
સ્વેચ્છાથી રચી રત્નકુંભ જલદી જાતે અભિષેકીને,
હું વિદ્યાધરચક્રવર્તિ તુજને પ્રીતે કરૂં આ ક્ષણે.

અને વળી—

જોને દઉં પ્રથમ કાંચનચક્રરત્ન,
આ ચારદંતથી સફેત કરી દ્વિતીય;
કાળો તુરંગમ તૃતીય અને ચતુર્થ
સ્ત્રીરત્ન આ મલયજા, પ્રિય ભૂપશ્રેષ્ઠ !

અને વળી શરદ ઋતુના ચન્દ્ર સમોવડ શ્વેત ચમરીઓ કરકમલમાં ધરી, મુકૂટના મણિકિરણોથી ઇન્દ્રધનુષ્યની ભ્રાંતિ કરતા,

મતંગાદિ વિદ્યાધર રાજાઓ ભક્તિભર્યા આર્દ્ર હૃદયે શિર ઝૂકાવી નમન નમે છે, કહો જીમૂતવાહન! ત્હમારા માટે અન્ય શું કરૂં?

**નાયક**

આથી વધુ પ્રિય શું હોઇ શકે?

રક્ષાયો શંખચૂડે ગરુડભય થકી, તાર્ક્ષ્યને તો નમાવ્યા,
પ્હેલાં ભક્ષાયલા તે વિષધર સહુને જીવતા સાથ કીધા;
મ્હારા પ્રાણે બચાવ્યા, વડિલ પણ જીવ્યાં, ચક્રવર્તિ થયો છું,
પ્રત્યક્ષે ગૌરિ દેખું, તદપિ અધિક શું યાચવાનું રહેતું?

છતાં પણ આટલું તો અવશ્ય હો—

(ભરતવાક્ય)

આનન્દે મયૂરો સુનૃત્ય કરજો કાળે થતા મેહથી,
ભૂમિ સર્વ સદૈવ નીલપટમાં છાઇ રહો ધાન્યથી;
વિઘ્નો માત્ર ટળો, ઉરે મદ વિના સત્કાર્ય ધ્યાને ધરી,
આનન્દો મળી મિત્ર બન્ધુ સહુને, સર્વે પ્રજા વિશ્વની.

(સર્વે જાય છે.)

**પાંચમો અંક સમાપ્ત.**

**સમાપ્ત.**



# શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| પાત્રપરિચય— | | વિટ | ચેટ |
| ૧ | ૧૧ | ધ્યયને | રટને |
| ૧ | ૧૧ | રક્ષજો એ મુનીન્દ્ર | બુદ્ધ રક્ષો સહુને. |
| ૯ | ૧૭ | ગૌરી | ગોરિ ! |
| ૧૫ | ૮ | પંક્તિ દિસે રોમની, | ભ્રૂમધ્ય રોમાવલી, |
| ૧૫ | ૯ | સમું વક્ષઃ વિશાળું વળી; | સમી છાતી રૂડી ઓપતી; |
| ૧૫ | ૧૧ | છે નકી | માનવી |
| ૧૬. | ૨૦ | ... | કાવ્યકડી વગેરે નાયકની ઉક્તિ છે. |
| ૨૩ | ૧૮ | અનંગતા ક્યાં | અનંગ તાક્યાં |
| ૨૫ | ૪ | જેવું | જેવાં |
| ૨૫ | ૧૪ | બહાદુર | વીરાંગના |
| ૨૯ | ૧૦ | વિદષક | વિદૂષક |
| ૩૦ | ૧૪-૧૫ | તે આપ સ્વીકારો એવી તેમની ઇચ્છા છે | તેનો આપ સ્વીકાર કરો. |
| ૩૩ | ૧૦ | જો નહિ રાજી | શક્તિવાળો ન, |
| ૪૭ | ૨૩ | મધુપમધુપો | મધુપ મધુપો |
| ૫૪ | ૬ | દિનદિન | પ્રતિદિન |

| | | | |
|---|---|---|---|
| ૫૮ | ૨ | ધસી | ધસી |
| ૭૦ | ૨૧ | ... | કાવ્યકડી **નાયકની** ઉક્તિ છે. |
| ૭૨ | ૧૮ | અમરભૅમિ | અમરભૂૅમિ |
| ૭૨ | ૨૦ | જાણ્યું પારિજાત | જાણ્યું-પારિજાતે |
| ૭૨ | ૨૧ | કલ્પાન્તકાળ | કલ્પાન્તશંકા |
| ૭૯ | ૧ | તૅટતી | તૂૅટતી |
| ૭૯ | ૧૧ | ત્રિભવન ચૂડામણિ | ત્રિભુવન ચૂડામણિ |
| ૮૯ | ૧૫ | શકાતું | શકતું |



